## ગૃહલક્ષ્મી ગ્રંથમાળા

| | | |
|---|---|---|
| | ૧લું વર્ષ | ૦-૧૦ |
| ૧ જલિની | | |
| રાસનલિની | ,, | ૧—૮ |
| એકાકી | ,, | ૧—૪—૦ |
| વલ્કલ | ૩જું વર્ષ | ૦-૧૨-૦ |
| દત્તા | ,, | ૧-૧૨-૦ |
| દિગંત | ,, | ૧—૪—૦ |

વર્ષ ૮ મું   નવચેતન પ્રકાશન ૪૨   પુસ્તક ૨ જું
ગૃહલક્ષ્મી ગ્રંથમાળા પુ. ૩૫

# કલાની સહચરી

લેખક
શ્રી સોમાભાઇ ભાવસાર

પ્રસ્તાવના
શ્રી રમણલાલ દેસાઇ એમ. એ.

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ : ૭ ૬, અમદાવાદ.

પ્રકાશક

પુરુષોત્તમ પૂ. પારેખ
નટવરલાલ લ. વોરા

નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૬; ભદ્ર : અમદાવાદ.

૨૪૯૧૫

આવૃત્તિ ૧ લી

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય અમદાવાદ

[ સર્વ હક્ક સ્વાધીન ]

ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

કિંમત

પાકું પૂઠું રૂ. ૨-૮-૦
કાચું પૂઠું રૂ. ૨-૪-૦

વાર્ષિક લવાજમ દેશમાં

કાચું પૂઠું રૂ. ૫) :: પાકું પૂઠું રૂ. ૬)
પોસ્ટેજ અલગ

મુદ્રક : દેસાઈ મગનભાઈ છોટાભાઈ : ધી વીરવિજય પ્રિ. પ્રેસ
સલાપોસ ક્રોસ રોડ, જનરલ પોસ્ટ ઑફિસ પાછળ : અમદાવાદ

મૂંઝાશો નહિ

દુશ્મનના આક્રમણ સામે સંપૂર્ણ

સંરક્ષણ

ગરીબ, તવંગર અને મધ્યમ વર્ગના માણસોને માફક

આવે તેવી યોજનાઓ

**ધી બૉમ્બે લાઇફ એશ્યૉરન્સ કું. લી.**

પૂરી પાડે છે

રૂ. ૫૦૦ તથા તેથી ઓછી રકમની પૉલીસીઓ માટે

બૉમ્બે લાઇફની પેટા કંપની

**ધી સ્વદેશી પ્રૉવીડન્ટ ઇન્શ્યૉરન્સ કંપની લી.**

સંપૂર્ણ વિગત માટે મળો યા લખો

**મેનેજીંગ ડીરેકટર**

૪૫-૪૭ ચર્ચગેટ સ્ટ્રીટ ફોટ : મુંબાઈ

# ઇસ્ટર્ન ફેડરલ યુનિયનની

એક

## પોલીસી આપની બધી ભાવી ઉપાધીઓ દૂર કરશે. આજે જ એક પોલીસી લઇ લ્યો

નીચેના સ્થળે મળો અગર પૂછોઃ-

**TELE NO. 2533**

**N. A. LAKHIA**

બ્રાન્ચ મેનેજર,

લાલ દરવાજા, અમદાવાદ.



ગુજરાતના મુખ્ય ગામોમાં ઉત્સાહી

એ જ ન્ટો જોઈએ છીએ.



સંપૂર્ણ સ્વદેશી વીમા કુંપની

## ધી ઈસ્ટર્ન ફેડરલ ઈન્સ્યુરન્સ કું.

# રૂબી જનરલ ઇન્સ્યુરન્સ કું. લી.

| મુખ્ય ઑફિસ. | રજિસ્ટર્ડ ઑફિસ. |
|---|---|
| ૮, રોયલએક્ષચેન્જ પ્લેસ | ૨૧, દરિયા ગંજ |
| કલકતા | દિલ્હી |

ચેરમેન

શેઠ. આર. એમ. બીરલા.

**૧૯૪૨ ના જ્વલંત આંકડા.**

| | |
|---|---|
| જિંદગીના વીમાનું કામ... | ૫૬ લાખ ઉપર |
| આગના વીમાનું કામ... | ૨૮ લાખ ઉપર |
| અકસ્માત વ. વીમાનું કામ... પ્રીમીયમ. | ૯ લાખ ઉપર |

**હરેક જાતના જોખમના વીમા લેવાય છે.**

જિંદગી– આગ– દરિયાઇ– મોટરકાર–
અકસ્માત– કામદારોને નુકશાની વીમો

હરેક ઠેકાણે એજન્ટો અને ઑરગેનાઈઝરોની જરૂર છે.

**બી. કે. સેતલવાડ**

જનરલ મેનેજર ઈન્ચાર્જ બોમ્બે ડીવીઝન
મુંબઇ–ઑફિસ.

ઈમ્પીરિયલ – બેંક એનેક્ષી – બેંક સ્ટ્રીટ.
મુંબઇ

## લેખક તરફથી

વાર્તાઓ વાંચી ગયા પછી જો વાચક મિત્રોને વાર્તાનું હાર્દ સમજાય અને પાત્રો સાથે તેઓ કાંઈક સમભાવ દર્શાવી શકે એટલું કરી શકયો હોઉં તો મારી મહેનત હું સફળ થઈ લેખીશ.

મુરબ્બી શ્રી રમણલાલભાઈ એ એક વડિલ સ્નેહી તરીકે મમતા ભરી દૃષ્ટિએ મારી વાર્તાઓને આવકાર આપતી જે પ્રસ્તાવના લખી આપી છે તેને માટે તેમનો આભાર માનું છું. અને નવચેતન સાહિત્યમંદિરના સંચાલક મિત્રોએ કાગળની આવી અસહ્ય મોંઘવારી છતાં આ સંગ્રહને પ્રગટ કર્યો તે માટે તેમનો આભાર તો કેમ ભૂલાય !

સોમાભાઈ ભાવસાર

# અર્પણ

ઉછેરિયા તેં અમને ક્યા રસે,
તેં કોડ શા અંતરમાં ધર્યાં હશે.
અમે ન જાણ્યું, નવ તેં સ્પૃહા કીધી;
તેં જિંદગી આ દળણે દળી લીધી!

તું ધન્ય બા, જીવનની તુજ એ સ્મૃતિને;
રાખી ચિરંજીવ હૃદે ધરું આ કૃતિને.

# નિવેદન

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના આઠમા વર્ષનું બીજું પુસ્તક 'કલાની સહચરી' શ્રી સોમાભાઇ ભાવસાર કૃત અમારા વાંચક ભાઇબેન સમક્ષ રજૂ કરીએ છીએ.

શ્રી સોમાભાઈની ઓળખ અને 'કલાની સહચરી'માં ગૂંથાયલી વાર્તાઓના હાર્દની સમિક્ષા તો ગૂજરાતના સમૃદ્ધ લેખક શ્રી. રમણલાલ દેસાઈએ એમની વિસ્તૃત પ્રસ્તાવનામાં આપી છે એટલે એ વિષે અમો કંઈ કહીએ એના કરતાં પ્રસ્તાવના અને લેખકની કલમે આલેખાયલી સમાજની દર્દભરી કથની અને તેના ઉકેલકાજે પરિવર્તન માગતી આજની સામાજિક પ્રણાલિકાના ગંભીર ભાવો વાંચક જાતે જ વાંચી વિચારી લે એ ઇચ્છનિય છે.

અમારું આવતું પુસ્તક 'સોરવણાં' તૈયાર થઈ રહ્યું છે તે ટૂંક સમયમાં બહાર પડશે.

ગ્રંથમાળાના પરિચિત ભાઇબ્હેનો જાણે છે કે પ્રકાશક સંસ્થાઓની હાલની શું પરિસ્થિતિ છે. કાગળના ભાવો અનેક ઘણા વધી ગયા છે. તેમ છતાં ગતવર્ષના હિસાબે જૂજ વધારો લવાજમમાં કર્યો હતો. પણ તે વધારા પછી કાગળમાં ઉછાળો આવ્યો અને અમે આ વર્ષે તેજ લવાજમે ખોટ સહન કરીને પૂરું કરવાનો નિર્ણય કર્યો. હવે નવા વર્ષે આથી પણ દળદાર પુસ્તકો, વધારે પાનાંઓ તેમજ સુંદર અને સમૃદ્ધ પ્રકાશનો રજૂ કરવાની મહેચ્છા છે. જેની વિગત પરિપત્રથી આપને જણાવીશું. આજ દસ વર્ષ દરમિયાન આપની સહકારની ભાવનાથી અમને સાથ આપ્યો છે તેવો જ સાથ આવા કટોકટીના સમયમાં પણ મળી રહેશે. એવી અમને શ્રદ્ધા છે.

લિ॰ સેવકો

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ

પુરૂષોત્તમ પારેખ
નટવરલાલ વોરા

# પ્રસ્તાવના

મ્હારા કાલોલ ગામના ત્રણ ભાવસાર ભાઈઓ : ચુનીલાલ, મૂળજી અને સોમાભાઈ. ચુનીલાલે કૉલેજની ઝળકતી કારકિર્દીનો ભોગ આપી રાષ્ટ્રસેવા, સમાજસેવા સ્વીકારી ગુજરાતના બહુ થોડા સાચા દેશસેવકોમાં સ્થાન મેળવ્યું છે. હરિજનોની સેવામાં પડી 'ભકત' તરીકે અંગત સ્નેહીઓને પરિચિત એ ખરા ભક્તને બહુ થોડા માણસો ઓળખતા હશે. મૂળજી—આછી ટાપટીપથી દીપતો એ યુવક—બાલશિક્ષણને પોતાનું બનાવવા મથી રહ્યો હતો. બીજું જે કાંઇ કરતો હશે તેમાં સંસ્કાર અને સાહિત્યના પડઘા તો ખરાજ. ત્રીજા સોમાભાઈની ટૂંકી વાર્તાઓ અને કાવ્યો સામયિકોમાં આવતાં જોઈ હું વિચાર કરતો હતો કે એક ગરીબ, મૂળ અસંસ્કારી ગણાતા કુટુંબમાં આ ત્રીજો ભાઈ કલાનો રસિયો બનતો હતો એ કેવું સુંદર આશ્ચર્ય ! સંસ્કાર ગુર્જર જીવનના પડેપડમાં ઉતરતો જાય છે એનું આ જ્વલંત દૃષ્ટાંત વિચારકોને ઉપયોગી થઇ પડે એવું છે. તેમ ન હોત તો હું આ અંગત પ્રસંગનો સ્પર્શ કરત જ નહિ, અને સોમાભાઇની પ્રગટ થતી ટૂંકી વાર્તાઓની પ્રસ્તાવના લખતાં મને થતો હર્ષ વ્યક્ત કરત નહિ.

સોમાભાઈની નવલિકાઓ વાંચતાં નવલિકા સાહિત્યનું એક બહુ મહત્ત્વનું તત્ત્વ ધ્યાનમાં આવે છે. કલારસિકોને, સાહિત્યરસિકોને લેખનકાર્યમાં નવલિકા બહુ ઉપયોગી પગથિયા રૂપ થઇ પડે છે. ટૂંકી વાર્તાપાટીને લીધે પ્રથમ પ્રયત્ન લેખકને થકવી નાખતો નથી; કલ્પના, વર્ણન અને સંવાદની જટિલતામાં લેખક ગુંચવાઈ પડતો નથી; કંટાળો આપતું શૈલીનું એકતાનપણું આગળ તરી આવતું નથી; અને છતાં લેખકને પોતાના સર્વ કલા પ્રયત્નો અજમાવવાનો તેમાં અવકાશ રહે છે. સાહિત્ય પ્રવેશ માટે આમ નવલિકા બહુ મહત્ત્વનું પ્રવેશદ્વાર બની જાય છે; એટલે અંશે નવલિકા સાહિત્યની અપૂર્વ સેવા બજાવી શકે એમ લાગે છે.

આનો અર્થ એમ કોઈ ન કરે કે નવલિકાને હું ઉતરતા કલા પ્રકાર

તરીકે ગણાવવા માગું છું. નવલિકા ખરે ઉત્તમ પ્રકારનું કલાવિધાન માગી લે છે, અને લંબાણવાળા કોઈ પણ કલા પ્રકારના સરખી ઉત્કૃષ્ટ રસ ભૂમિકાએ વિહરી શકે છે. કાવ્ય સાહિત્યમાં Liric–ધ્વનિ કાવ્ય એમ કથા સાહિત્યમાં, Fiction માં નવલિકા. ધ્વનિ કાવ્યને હું વીર કાવ્ય કરતાં જરાય ઉતરતું ન માનું; નવલિકાને હુ નવલકથા કરતાં તલપૂર પણ નીચું સ્થાન ન આપું. 'કાઠિયાણી' નું ગીત ન્હાનાલાલના મહાભારત કરતાં ઉતરતું નથી–માત્ર જુ છે. ધૂમકેતુ ટૂંકી વાર્તા લખે છે માટે નવલકથાના લેખકો કરતાં સહજ પણ ઉતરતા કહેવાની ભૂલ કોઈ ભાગ્યે જ કરે. ઘણી વખત નવલિકા કલાતત્ત્વોના અર્ક રૂપ બની જાય છે, અને લંબાણ કથાઓમાં ખેંચાઈ ખેંચાઈ આછા બની જતા કલારંગો કરતાં વધારે ઘટ્ટ અને આકર્ષક રંગરમત બતાવી શકે છે. ગુલાબનું અત્તર અને ગુલાબજળ એ બેમાં રહેલો ભેદ ઘણી વખત નવલિકા અને નવલકથા વચ્ચેના ભેદને વ્યક્ત કરવામાં સૂચક બની શકે.

એટલે નવલિકાનું કલા વિધાન ઉતરતું નથી, છતા તેમાં એક વધારે સરળતા રહેલી છે. ભાવ અને કલ્પનાને વ્યક્ત કરવા મથતું માનસ નવલિકામાં સારો આવકાર અને આશ્રય મેળવે છે; અને તેને જ લીધે શરુઆત કરતા લેખકોને નવલિકા તરફ સ્વાભાવિક રીતે જ વધારે આકર્ષણ થાય છે. સાહિત્ય તરફ વધતી જતી અભિરુચી આપણા નવલિકા સાહિત્યના વિશાળ પ્રવાહમાંથી પણ ઓળખાઇ આવે એમ છે. પ્રારંભની કલારચના નવલિકાનું સ્વરૂપ ધારણ કરે એ સહજ છે. આમ નવલિકા ઉત્તમ કલા પ્રકાર હોવા છતાં પણ આરંભના પ્રયત્નોને અનુકૂળ પડે છે, અને વિકાસને ઉત્તેજે છે. બીજા સાહિત્ય પ્રકારોમાં આવી સગવડ ઓછી રહે છે.

ભાઇ સોમાભાઈ નો આ સંગ્રહ મ્હને મ્હારા કથનના એક ઉદાહરણ રૂપ લાગે છે. આશા આપતા એક કલાકાર વિવિધ લાગણીઓને વ્યક્ત કરવા મથતા એમાં દેખાય છે. ભાષા ઉપર તેમને સરસ કાબૂ આવી ગયો છે; ભાષાદ્રષ્ટિએ વર્ણનો અને પ્રસંગોનાં કચાશ લાગતી નથી. લાગણી પણ સારી રીતે વ્યક્ત થાય છે. સંવાદ પણ સરલ અને સ્વાભાવિક બને છે. આમ ભાષાની દૃષ્ટિએ નવલિકાની આકૃતી સરસ બનાવવાની શક્તિ સોમાભાઈ બતાવી આપે છે. તેમની ટૂંકી વાર્તાઓ સરળ છે, સારી છે, વાચવી ગમે એવી છે. પરંતુ ટીકાકારની કડક દૃષ્ટિને એમ લાગે કે એ વાર્તાઓ આથી પણ વધારે થઈ શકત.

હું એમ ધારું છું કે વાર્તાકથનની કળા આમ ને આમ ટૂંકા વખતમાં સોમાભાઈ સિદ્ધ કરી લેશે. કારણ તેમનામાં સરસ નવલિકાકાર થવાની આવડત છે જ. એ આવડતનો ઉપયોગ વાર્તારચનાને પૂર્ણ બનાવતો જરી એમાં શક નથી. 'કલાની સહચરી' નામની તેમની નવલિકામાં ખરેખર ઉચ્ચ પ્રકારની શકયતાઓ જોઈ શકાય છે. 'સરયુ અને સોંપણી'માં જીવનના કરુણ પ્રસંગોને તેમણે કલાદૃષ્ટિએ નિહાળ્યા છે, અને પ્રસંગોની કરુણ ભૂમિકા સાથે વાચકને એક બનાવી દેવાની શક્તિનો ખ્યાલ તેમણે આપ્યો છે. કૌટુંબિક જીવનમાં કલહ છે એ તો સહુ જાણે છે. પરંતુ તેમાં કલા છે, વાત્સલ્ય છે, સ્વાર્થત્યાગ છે એ દર્શાવતી 'નણંદ ભોજાઈ' નામની નવલિકા પણ એક સરસ નમૂનો છે. 'આપઘાત'માં કુટુંબ જીવનના કલેશમાંથી પરિણામ પામતી પરિસ્થિતિનો ઠીક ખ્યાલ આપવામાં આવ્યો છે. પણ બધી વાર્તાઓમાં 'કલાની સહચરી' ઉચ્ચ ભાવનામય વાર્તા છે; જ્યારે બીજી વાર્તાઓ આપણા સામાન્ય જીવનના અસામાન્ય અસર ઉપજાવતા પ્રસંગોની આસપાસ રચાઈ છે. 'કુળ રાખ્યું' અને 'માનતા'માં સ્વાભાવિક બનતા પ્રસંગોમાંથી અસાધારણ અને હૃદયસ્પર્શી પરિણામો ઉપજાવતી કલા ખરેખર આપણને મળી રહે છે.

આમ સોમાભાઈની નવલિકાઓ આવકારને પાત્ર છે. હજી તેમણે વધારે તપશ્ચર્યા કરવાની જરૂર છે એમ કહ્યા છતાં એઓ નવલિકા લેખનના અધિકારી બની ગયા છે, અને એમાં ખૂબ ઉચ્ચ ભૂમિકાએ તેઓ જઈ શકશે એમ કહ્યા વગર ચાલતું નથી. એમના એ અધિકારને લીધે જ મ્હેં તેમની મર્યાદા પણ બતાવી છે. પરંતુ એ મર્યાદામાં રહેલાં સૌંદર્યતત્ત્વો એવાં અને એટલાં છે કે 'કલાની સહચરી'નો આ સંગ્રહ જરૂર રસપૂર્વક વંચાશે, અને તેના લેખક પાસે આવી અને આથી પણ વધારે ઊંચા પ્રકારની નવલિકાઓ માગવાની વાચકને ઇચ્છા રહેશે.

એ ઇચ્છા સોમાભાઈ દ્વારા તૃપ્ત થાય, સંસ્કાર અને કલાનું પ્રતિનિધાન માત્ર અમુક જ ઉચ્ચ કોમનો ઇજારો નથી એમ સાબિતી મળવામાં તેમનો સુંદર ફાળો મળે, અને મ્હારા એક પરિચિત સહનાગરિકને યશ મળે એવી એકઅંશે સ્વાર્થી શુભેચ્છાસહ આ નાનકડા નવલિકા સંગ્રહને વાંચવાની અને તેમાં રહેલી નાજુકીનો સ્પર્શ કરવાની હું વાંચકોને વિનંતિ કરું છું.

વડોદરા,
૧-૮-૪૩

રમણલાલ વ. દેસાઈ

# અનુક્રમણિકા

# કલાની સહચરી

અનિલ ગવૈયો હતો. ગાવા બજાવવામાં તે પારંગત હતો. પણ દુનિયાથી તે અજાણ રહેવા માગતો હતો. કારણ? કે કલાની દુનિયાને કદર નથી, એમ તે માનતો અને દુનિયાના એવા બેકદર માણસોથી દૂર રહેવું એ પસંદ કરતો. એટલે જ એની બીજા ગવૈયાઓના જેટલી ખ્યાતિ નહોતી.

બાકી જો કદી તમે એને ગાતાં સાંભળ્યો હોય! ઓહ! તો તો પછી જરૂર તમે મુગ્ધ થઇ જાઓ. એની સંગીતની તાન અને આલાપ જો કદી તમે સાંભળો તો હંમેશાં એ તમારા કાનમાં અથડાયા કરે. એના સંગીતના સૂર તમે જ્યાં જાઓ ત્યાં

તમારા મગજમાં રમ્યા જ કરે. સ્વસ્થ ચિત્તે શાંત થઇને ફરીથી તમે એને એકાદ વખત નિરાંતે સાંભળો ત્યારે જ તમારા હૃદયને શાંતિ વળે.

ચાંદની રાત્રિ હોય, મંદ મંદ પવન વાતો હોય, રૂપેરી એ ચાંદનીથી આકાશ છવાઇ ગયું હોય. રાત્રિના દસ અગિયાર વાગ્યા હોય અને જગતમાં બધે શાંતિ પ્રસરી ગઈ હોય ત્યારે એના ઘરની પાસે જજો. ત્યાં તમને કંઈક અનેરો આનંદ મળશે.

ઘરની અગાસીના મધ્યભાગમાં એક યુવક બેઠેલો તમને માલૂમ પડશે. પાસે જ વીણા પડેલી હશે. આકાશ તરફ દૃષ્ટિ નાખતો જાણે એમાંથી એ કંઈ શોધતો હોય એમ તમને એ માલૂમ પડશે. અને થોડીવાર પછી એમાંથી એને એકાએક કંઈ જડયું ન હોય! તેમ તુરતજ વીણા હાથમાં લેશે. પડદાપર હાથ ફરતાંની સાથે વાતાવરણમાં સંગીતના સૂરના પડછંદા સંભળાશે. વીણાના એ તારના રણકાર તમારા હૃદયને આકર્ષશે. અને પછી તો એ યુવક પણ વીણા બજાવવામાં ગુલતાન બની જશે અને તમે પણ એ સાંભળવામાં મસ્ત બની જશો.

કલાનો ઉપભોગ કરવાનું સૌને ગમે છે પણ એની કિંમત આપવી કોઇને ગમતી નથી. કલા ટકી રહે એ સૌ કોઈ ઈચ્છે છે કોઈ પણ વસ્તુનો–કલાનો ઉપભોગ કરવાનું વગર પૈસે–કિંમત આપ્યા સિવાય મળતું હોય તો બધા તે લેવા તૈયાર થાય છે પણ જ્યારે એની કિંમત આપવાની આવે છે ત્યારે દરેક છટકી જાય છે. અમારે એવો ઉપભોગ નથી કરવો એમ કહે છે. પરિણામે એ વસ્તુ–કલા ક્ષીણ થતી જાય છે. પણ માનવીને એની પડી હોતી નથી.

અનિલના આર્થિક સંજોગો સારા નહોતા. ગવૈયા સિવાય બીજો કોઇપણ ધંધો એને આવડતો નહોતો કે જેથી કોઇ ધંધામાં

જોડાઈને પણ એ પૈસા મેળવી શકે. એટલે સંગીતના ધંધામાંથી એને જે કંઈ મળતું એમાંથી જ એનો જીવન વ્યવહાર ચાલતો. પ્રસંગોપાત ગામના અમુક વર્ગ તરફથી સંગીતના જલસા માટે એને આમંત્રણ આપવામાં આવતું; અને ત્યાંથી એને જે કંઈ પૈસા મળતા એ પૈસા વડે એનું જીવન નભતું.

સરલા એની પતિપરાયણ સ્ત્રી હતી. અનિલનો સ્વભાવ એ જાણતી હતી. ખરી રીતે તો અનિલ કરતાં ઘરની ચિંતા એને વધારે હતી. મહિનાઓ સુધી અનિલને કોઈ જગાએથી આમંત્રણ ન મળ્યું હોય અને પૈસા આવ્યા ન હોય તો અનિલ ઘરમાં શું જોઈએ છે શું થઈ રહ્યું છે, એ ન પૂછતો. એ તો વખત થાય એટલે જમવા આવતો અને જમી રહ્યો એટલે પછી એક મિનિટ પણ એ ત્યાં ન થોભતો; એટલે ઘરમાં જે કંઈ જોઈએ એની ચિંતા સરલાને જ રહેતી.

છતાં સરલાને એથી જરાયે દુઃખ ન થતું. એમાં એ સંતોષ માનતી. બાકી એને પણ બીજી યુવતીઓની પેઠે સારાં સારાં કપડાં, ઘરેણાં વગેરે પહેરીને માલવાના કોડ નહોતા એમ તો નહિ જ કહી શકાય એના અંતરમાં ઊંડે ઊંડે એવાં સ્વપ્નો એ સેવતી, છતાં કદી એ વસ્તુ એ બહાર જણાવા દેતી નહિ. એને માટે પોતે દુઃખી થાય છે એની જાણ કોઈને પણ થવા દેતી નહિ. કોઈનો દોષ પણ કાઢતી નહિ. ઈશ્વરે જ પોતાને માટે આવું નિર્માણ કર્યું હશે એમ તે માનતી. એટલે ધીમે ધીમે એના અંતરમાં ઊંડે ઊંડે જે સારાં સારાં કપડાં અને ઘરેણાં પહેરવાની ભાવના હતી એ ઓસરતી જતી હતી અને એને બદલે પોતે દુઃખી થઈને પણ અનિલ કેવી રીતે સુખી થાય, તે ભાવના જન્મતી હતી. ઘણી વખત મહિનાઓ સુધી અનિલને કંઈ પણ પૈસા ન મળ્યા હોય

ત્યારે એ પોતાના ઘરેણાનો ઉપયોગ કરતી. કોઇને ત્યાં જઈ ઘરેણાં મૂકી તે પૈસા લાવતી અને ઘરમાં જોઈતી વસ્તુઓમાં તે એનો ઉપયોગ કરતી. હવે તો એના જીવનનું એક જ ધ્યેય એણે રાખ્યું હતું કે અનિલ કયી રીતે સુખી રહે! અને એમાં જ પોતે સુખી છે એવો આનંદ તે માનતી.

અનિલ આ બધું નહોતો સમજતો એમ નહોતું. એ બધું જ સમજતો હતો. એને માટે લાગણી પણ થતી હતી. સરલા જેવી સ્ત્રી મળ્યાથી પોતાની જાતને એ ભાગ્યશાળી માનતો. પોતાના જેવા સાથે એનું જીવન જોડાવાથી એ જીવનના લ્હાવા નથી લઈ શકતી એ વિચારોથી એના મનને આઘાત પણ થતો. પણ એની પાસે કોઇ એવી શક્તિ નહોતી કે જેથી એ જેટલા જોઇએ તેટલા પૈસા પ્રાપ્ત કરી શકે. એટલે જેમ છે તેમાં જ એ આનંદ માનતો. પોતાની આવી સ્થિતિથી એને જરાયે ઓછું ન આવતું.

× × ×

સુધા ધનનંદન શેઠની એકની એક પુત્રી હતી. નાનપણથી જ એને ગાવા બજાવવાનો શોખ હતો. પણ અત્યાર સુધી પોતાની એ શક્તિને ખીલવે એવો કોઇ શિક્ષક મળ્યો નહોતો. એવા શિક્ષકની શોધમાં એ હતી પણ એવો કોઈ એની નજરમાં આવતો નહોતો.

શરત્પૂર્ણિમાની ખુશનુમા રાત્રિ હતી. ચોમેર ચાંદની પ્રસરી હતી. વાયુની મંદ મંદ શીતળ લહરીઓ શરીરને સ્પર્શ થતાં અનુપમ શાંતિ મળતી હતી. અગાસીમાં ઊભી ઊભી સુધા આકાશદર્શન કરતી હતી. પણ એ જોવામાં એને કંઇ મઝા ન પડી. અગાસીમાંથી હેઠે ઉતરી નોકરને લઇ તે બહાર ફરવા ચાલી.

શહેરથી થોડે દૂર નદીને કાંઠે સ્મશાન આવેલું હતું. ગામ-લોકોએ ત્યાં એક ઓવારો બંધાવ્યો હતો, એ ઓવારા પર અનિલ બેઠો બેઠો વીણા વગાડી રહ્યો હતો. તેના પગ નીચે લટકતા હતા અને નદીનું પાણી તેના પગ પર થઇને વહી જતું હતું.

સુધા શહેર બહાર આવી. નિર્જન શાંતિમાં કંઈક ઓર શાંતિ એણે અનુભવી ત્યાં એકાએક સંગીતનો સૂર એને કાને અથડાયો. કાન માંડીને એણે સાંભળ્યું તો વીણાના સ્વરોએ એને આકર્ષી. કઈ તરફથી એ સ્વરો આવતા હતા એનું એણે નિરીક્ષણ કર્યું અને સ્મશાન તરફથી જ એ આવે છે એમ એના મનને ખાત્રી થતાં તે તરફ એ ચાલી.

સ્મશાનને રસ્તે થઈ તે નદીના ઓવારા પર આવી, આવીને જોયું તો એક યુવક વીણા વગાડતો બેઠો હતો. વીણાના પડદાપર ઝડપથી તેનો હાથ ફરતો હતો અને એમાંથી જે સુર નીકળતો હતો એ સાંભળીને પશુ, પંખી, અને નદીનાં જળ થંભી ગયાં ન હોય! એમ તેને લાગતું હતું.

ધીમે પગલે બજાવનારને જરાયે ખબર ન પડે તેમ તે ઓવારાનાં પગથિયાં ઉતરી અને અનિલની પાસે આવીને બેસી ગઇ. અનિલ વીણા બજાવવામાં મસ્ત બન્યો હતો. સુધા પણ એક ચિત્તે એ સાંભળી રહી હતી. અત્યાર સુધીમાં આવો વીણા બજાવનાર એણે બીજો કોઇ જોયો નહોતો. આજે એવા બજા-વનારને તે સાંભળવા ભાગ્યશાળી થઇ હતી તેથી પોતાની જાતને ધન્ય માનતી હતી. એના મુખ પર આનંદની લહરી ફરી વળી હતી.

ત્યાં તો વીણાનો તાર તૂટ્યો અને તાર તૂટતાની સાથે જ અનિલના હાથમાંથી વીણા સરી પડી. નદીના વહેતા જળમાં વીણા પડે એ પ્હેલાં લટકતા પગ ઊંચા કરી અનિલે પગ પર તેને ઝીલી લીધી અને તે લઇને બાજુએ મૂકી. અચાનક તેની

દૃષ્ટિ પાછળ પડી અને જોયું તો એક યુવતી બેઠેલી દેખી. રાત્રિના બાર વાગ્યા હતા. પોતે આવ્યો ત્યારે એકલો હતો અને અત્યારે આટલી મોડી રાત્રે અહીં આ કોણ હશે ? એ વિચાર કરવા લાગ્યો.

" આપનું નામ ? " સુધાએ પૂછ્યું.

" અનિલ. "

" આપ મને વીણા બજાવતાં શીખવશો ? "

" મને શીખવવામાં કંઈ જ વાંધો નથી. " અનિલ બોલ્યો.

" વારુ ! ત્યારે આપ મારે ત્યાં કાલે આવશો ? "

" જરૂર. "

અને સુધાએ પોતાનું ઠેકાણું અનિલને બતાવ્યું. સુધા ત્યાંથી ઉઠી અને નોકરને લઈને પોતાના ઘર તરફ ચાલી.

અનિલ પણ ઊઠચો. તેને કલ્પના પણ નહોતી કે આટલે દૂર કોઈ તેને આજે સાંભળવા આવશે. કાલે એને મળવા જવાનું છે એ વિચાર કરતો કરતો ઘેર ગયો અને સૂઈ ગયો.

બીજે દિવસે અનિલ સુધાને ત્યાં ગયો. સુધાએ તેને આવકાર આપ્યો અને પોતાના પિતા પાસે લઈ ગઈ.

ધનનંદનશેઠ હિંડોળા પર બેઠા બેઠા હીંચકા ખાતા હતા. સુધા અને અનિલ એમની પાસે આવતાં એમણે અનિલને પાસે પડેલી ખુરશી પર બેસાડચો.

" તમારૂં નામ ? "

" અનિલરાય. "

" તમને ગાતાં વગાડતાં આવડે છે, કેમ નહિ ? "

" જી, હા. "

" વારુ ત્યારે ! તમે હવેથી સુધાને એ શીખવજો અને તમને માસિક પચાસ રૂપિયા મળશે. "

" ભલે " કહી અનિલ ઊઠયો. સુધા એને પોતાના ઓરડામાં

લઈ જઈને જુદા જુદા વાજિંત્રો બતાવવા લાગી. સિતાર, દિલરૂબા, હારમોનિયમ વગેરે બતાવવા લાગી. તે બધાય પર ધૂળ પડેલી હતી. શિખવનારને અભાવે સિતાર અને દિલરૂબાના તાર કટાઇ ગયા હતા. અનિલનો પહેલો દિવસ તો એ બધું વ્યવસ્થિત કરવામાં ગયો.

બીજે દિવસથી શિખવવાની શરૂઆત થઇ. ધીમે ધીમે સુધાને વીણા હસ્તગત થવા માંડી. સંગીતની મોઝ લેતાં હવે એ શીખી. જેમ જેમ એ સંગીત શીખતી ગઇ તેમ તેમ એમાં એને વધુ રસ આવ્યો. અનિલે પણ પોતાની બધી જ શક્તિ એને શિખવવામાં વાપરવા માંડી. પોતાનામાં શિખવવાનો જે પ્રાણ હતો તે એનામાં રેડવા લાગ્યો. સુધા જ્યારે વીણા વગાડતી ત્યારે અનિલનું હૈયું હર્ષાવેગથી ઉભરાઈ જતું. પોતાની કલા એ બીજાને અર્પી શક્યો હતો એ બદલ એને આનંદ થતો.

સુધાએ એકલા વાજિંત્રો વગાડવામાં જ સંતોષ ન માન્યો. સંગીતની ધીમે ધીમે પ્રગતિ કેમ થાય એ વિચાર પણ એ કરવા લાગી. સંગીતની પ્રગતિ કેમ નથી, સંગીતની કદર લોકો કેમ નથી કરતા અને એ ન કરતા હોય તો હવે એની કદર શી રીતે થાય, એનો વિચાર પણ એ કરવા લાગી, એ વિચારોની સાથે જ મોટા મોટા ગવૈયાઓનાં ચિત્રો એની નજર સમક્ષ તરવરવા લાગ્યાં. અને એ કેટલાક સંગીતકારોનાં જીવનચરિત્રો વાંચી ગઈ; જે હયાત હતા એમના સમાગમમાં આવી એનું બરોબર નિરીક્ષણ કર્યું. કેટલાયે ગવૈયાઓ બિચારા નિર્ધન હતા. એ ધંધામાં એમને પૈસાની પ્રાપ્તિ નહિ થવાને લીધે ધીમે ધીમે એમની કલા પણ ક્ષીણ થતી જતી હતી. એ ચિંતામાં ને ચિંતામાં તેઓ સંગીતની કંઇ જ પ્રગતિ નહિ થવાનાં અનેક કારણો તેને દેખાયાં અને તે કેવી રીતે દૂર થાય તેનો વિચાર કરવા લાગી.

એ વિચાર આવવાની સાથે એના જીવનનો પ્રશ્ન એની સમક્ષ ખડો થયો. હવે પોતે શું કરવું ? કોઇની જીવનસહચરી તરિકે રહીને મારું જીવન હું નહિ વિતાવું. હા ! સહચરી થઇશ પણ તે માનવીની નહિ પણ કલાની. પોતાના જીવન વિષે આવી આવી તરંગમાળાઓ એ ઘડતી.

એક-વખત ધનનંદન શેઠે સુધાને બોલાવી એના લગ્ન વિષે વાત કરી. " જો હવે તારી ઉમ્મર નાની ન કહેવાય માટે હવે તારે પરણવું જોઈએ. "

" પિતાજી ! તમે મારા જીવનને રસમય બનાવવા માગો છો કે વેડફી નાખવા ? "

" રસમય બનાવવા. હું તારા લગ્નની આડે આવવા માગતો નથી. તું કહીશ એની સાથે તારાં લગ્ન કરીશ. "

" એ તો ઠીક ! પણ લગ્ન ક્યારે કરવાં અને કોની સાથે કરવાં એ મને સોંપી દો તો ઠીક. "

" હા ! એ તો બરોબર છે. પણ હવે તારી ઉમ્મર થઈ એટલે વધારે વખત ન શોભાય. પેલો શ્યામલાલ શેઠનો વિજય હમણાં જ આઇ. સી. એસ. થઈ ઈંગ્લાંડથી આવ્યો છે. દશરથલાલ શેઠના શાંતિએ હમણાં જ ડોકટરની પરીક્ષા પાસ કરી અને એવા તો આપણી જ્ઞાતિમાં કેટલાયે છોકરા છે. એમાંથી ગમે તેને પસંદ કરી લે. " નવા જમાનાને ધનનંદન શેઠ સારી પેઠે જાણતા હતા. એ જમાનામાં છોકરી કે છોકરાનાં લગ્ન એમની અનુમતિ વિના લેવાય છે તો એ લગ્ન એમનાં જીવનને રસમય બનાવતાં નથી એમ એ સમજતા હતા. તેથી જ એ સુધાને પસંદગી કરવાનું કહેતા હતા.

" પિતાજી ! તમે કહો છો એ વાત સાચી છે. તમે જેમની સાથે મને પરણવાની વાત કરો છો એ મારે માટે લાયક નથી

અગર એમનાથી હું ઉંચી કક્ષાની છું એમ તો હું નથી કહી શકતી. પણ જે આદર્શો મેં મારા જીવનમાં ઘડયા છે એને જીવંત કરવામાં એ મને મદદરૂપ થઇ પડશે કે કેમ એ શંકા છે."

"હેં! હેં! શેના આદર્શો?" સુધાના મુખમાંથી આદર્શ શબ્દ નીકળતાં ધનનંદન શેઠ ચમકી ઊઠયા અને બોલ્યા.

"જુઓને પિતાજી! હું સંગીત શીખું છું. જેમ જેમ હું એ શીખતી જાઉં છું તેમ તેમ મને એમાં વધુ ને વધુ રસ પડતો જાય છે. અત્યારે સંગીત મૃતઃપાય થઈ ગયું છે. સમાજમાં કોઇને એની કદર નથી. એવી એ કલાનો કોઇ કલાકાર જેના હૃદયમાં હંમેશાં સતત્ એની પ્રગતિ કરવાની ભાવના જાગૃત રહેતી હોય, એના જીવનનું ધ્યેય એ કલાની ખાતર મરી ફિટવાનું હોય એવાની સાથે હું રહું તો મારી જિંદગીની સફળતા મને પ્રાપ્ત થાય. એક બીજાનો સહકાર સાધી અમે બંને એ કલાની ઉન્નતિ કરી શકીયે."

સુધામાં એકાએક આવું નવીન પ્રકારનું પરિવર્તન થયેલું જોઈ ધનનંદનશેઠ નવાઇ પામ્યા.

તેમણે ધાર્યું નહોતું કે સંગીત સુધા પર આટલી અસર કરશે. સંગીત યાદ આવતાની સાથે એમને અનિલ યાદ આવ્યો. એનું જ આ કારસ્થાન હશે એમ એમને લાગ્યું. હવે કોઈ પણ ઉપાયે એને કાઢવો જોઇએ અને સુધાના લગ્નની વાત હમણાં મુલતવી જ રાખવી. થોડા વખત પછી સૌ થઇ રહેશે એમ એમના મન સાથે નક્કી કર્યું.

* * *

પંદર દિવસ થયાં અનિલ એની નાદુરસ્ત તબિયતને અંગે ધનનંદન શેઠને ત્યાં સુધાને ભણાવવા જઇ શકયો નહોતો. તેનો

ગયા માસનો આખો પગાર ઘરખર્ચમાં વપરાઈ ગયો હતો. આજે ચાર દિવસ થયાં એના ઘરમાં અનાજ પણ નહોતું. થોડા દિવસ થયાં અનિલ શિખવવા પણ જતો નહોતો એટલે એની પાસે પૈસાની પણ માગણી કેવી રીતે થાય! સરલા મૂંઝાતી હતી. હવે તેની પાસે એક પણ એવું ઘરેણું રહ્યું નહોતું કે જેનો ઉપયોગ કરી તે જોઇતી વસ્તુઓ લાવી શકે. હમણાં જ તે પાડોશીને ત્યાંથી થોડું ઘણું અનાજ ઉછીનું લાવી હતી. પણ વારંવાર એમની પાસે માગવા જવાય?

બે ત્રણ દિવસથી તો એ એક ટંક જમીને જ ચલાવતી હતી. કારણ કે હવે માંડ બે ત્રણ દિવસ ચાલે તેટલું જ અનાજ ઘરમાં હતું. અનિલ ક્યારે નોકરીએ ચઢશે એની એને ખાત્રી પણ નહોતી. અને જ્યાં સુધી એ નોકરીએ ન ચઢે ત્યાં સુધી એને ચાલે એટલું તો જોઇએ જ. એટલે દરેક બાબતમાં એ બને તેટલી કરકસર કરતી.

સરલાના શરીર પર હવે પહેલાના જેવું નૂર દેખાતું ન હતું. એના મુખપરની લાલશ ઊડી ગઈ હતી. એના ગૌરબદન પર નરી ફિક્કાસ તરી આવતી માલૂમ પડતી હતી. એ દેહ ભાગ્યે જ વધારે વખત ટકી શકે એમ અનિલને લાગ્યું. અને સાચે જ એ બેત્રણ દિવસ પછી સરલા બીમાર પડી.

દવા કરવાનો એક પૈસો સરખો અનિલ પાસે નહતો. થોડા દિવસ થયાં તે ભણાવવા પણ જતો નહતો એટલે ધનનંદન શેઠ પાસે પણ પૈસા કેવી રીતે મગાય! સુધા પાસે માગે તો એને જરૂર પૈસા મળે એમ હતું. પરંતુ માગવું અને મરવું એ એને માટે બરાબર હતું. સરલા માંદી હોવાને લઇને ચાર વર્ષનો રમેશ એની પાસે બેસતો નહિ પણ અનિલ પાસે આવીને બેસે તો અનિલ એને જોઈ ને વિચારમાં પડી જતો. છોકરો માતાવિહોણો

થાય તો એની શી સ્થિતિ! આખરે ધનનંદન શેઠ પાસે જઇ પૈસાની માંગણી કરવી એમ નક્કી કર્યું અને ધનનંદન શેઠને ત્યાં એ ગયો.

" શેઠ! થોડા પૈસા આપશો ? "

" તમારો પગાર તો આપી દીધો. હવે બીજા શેના ? "

" પગારના નહિ. "

" ત્યારે ઉછીના જોઇએ છે, એમને ? "

" હાજી! મારી પત્ની માંદી છે. એની દવા કરવા માટે મારી પાસે એક પાઇ પણ નથી. '

આવી તક ફરીથી નહિ મળે એમ ધનનંદન શેઠને લાગ્યું. અનિલને કાઢવાને એક યુક્તિ પાર પડે તો ફરીથી એ અહીં ન આવી શકે. ધનનંદન શેઠ જાણતા હતા કે અનિલને એની વીણા સૌથી વધારે પ્રિય હતી, એટલે જાણે પૈસા ન આપવા હોય એ રીતે બોલ્યા :

" ભાઇ! એ રીતે તો પૈસા ન મળે. "

" પણ શેઠ સાહેબ! મારો વિશ્વાસ નથી ? "

" ભાઈ! વિશ્વાસ તો બધાયનો છે. પણ પૈસાના સંબંધમાં હું કોઈની પર વિશ્વાસ મૂકતો નથી. છતાં એક શરતે તમને પૈસા આપું. તમને પ્રિયમાં પ્રિય વસ્તુ હોય તે અત્રે મૂકી જાઓ. "

" શેઠ! એવી કિંમતી વસ્તુ તો મારી પાસે કાંઇ જ નથી. હા! એક વીણા છે. તે મને પ્રાણથી પણ પ્રિય છે. "

" તો એ મૂકી જાઓ. " શેઠ બોલ્યા.

વીણા મૂકવાનો પ્રશ્ન આવતાં અનિલ સ્હેજ ખમચાયો. વીણા મૂકવી કે કેમ એ પ્રશ્નની ગૂંચવણ એને ઊભી થઇ. પણ પૈસા તો જોઇએ. અને તે કોના માટે! જે પોતાના જીવન માટે પોતાના દેહના કલ્યાણને માટે જ આપત્તિઓ સામે ઝૂઝી.

એને માટે. "ભલે! ભલે! શેઠ વીણા લાવી આપું છું" કહી એ ઘેર જઇ વીણા લઇ આવ્યો અને શેઠની પાસે મૂકી રૂપિયા પચાસ લીધા.

ઘણા દિવસથી અનિલ ઘેર નહિ આવ્યાને લીધે સુધાએ આજે અનિલને ત્યાં જવાનું નક્કી કર્યું. સાંજના તે અનિલને ત્યાં ગઈ. અનિલ બેઠો બેઠો સરલાની સારવાર કરતો હતો; સુધાને ઘરમાં પ્રવેશતાં જોઈ એને આવકાર આપ્યો અને ખાટલાની પાસે પડેલી ખુરશી પર બેસાડી.

"અનિલભાઇ! તમે મને ખબર પણ ન આપી કે સરલા-બેન માંદાં છે?"

"એમાં શું ખબર આપવી હતી!" સરલા બોલી. ઘણી જ મુશ્કેલી પછી તે આટલું બોલી શકી હોય એમ સુધાને લાગ્યું.

"વારુ અનિલભાઇ! તમે ક્યા ડૉકટરની દવા કરાવો છો?"

"હજી સુધી તો કોઈ ડૉકટરને બોલાવ્યો નથી—આજ બોલાવવા વિચાર છે."

"શું કહો છો? અનિલભાઇ! ચાલો હું ડૉકટરને બોલાવી લાવું." કહેતી ઊઠી અને ડૉકટરને બોલાવવા ચાલી.

સરલાની માંદગી વધતી જતી હતી. તેને સન્નિપાતની શરૂ-આત થઇ હતી. વારંવાર તે બેઠી થઇ જતી અને ખાટલામાંથી કૂદી પડવાની તૈયારી કરતી. પણ અનિલ ધીરે રહીને પાછી એને સુવાડી દેતો. ભાગ્યે એકાદ દિવસ કાઢે એમ અનિલને લાગ્યું અને એકાએક તેની આંખો તણાવા લાગી. ડોળા નીકળી જતા હોય એમ જણાતું હતું.

એટલામાં સુધા અને ડૉકટર બંને આવી પહોંચ્યા. આવીને સરલાને તપાસી. પણ એ પૂરું તપાસી પણ ન રહે ત્યાં તો એના ડોળા ફાટી ગયા હતા અને હવે શ્વાસ પણ ધીમો ધીમો ચાલતો

હતો " હવે કંઇ જ નહિ થઇ શકે; ભાગ્યે જ કલાક અડધો કલાક દરદી કાઢે. " કહી ડૉક્ટર ફળિયાની બહાર પણ નહિ ગયા હોય અને સરલાએ દેહ છોડયો. સુધાને શું કરવું એ ખબર ન પડી. રમેશ તેની પાસે ઊભો હતો. રમેશને જોઈને એનાં પોપચાં સ્હેજ ભીનાં થયાં. હવે અહીં મારું શું કામ છે?

" રમેશને લઇ જાઉં છું અને આજે પછી તમે મારે ત્યાં જ આવજો હો અનિલભાઈ! "

" વારુ " અનિલે જવાબ આપ્યો અને રમેશને લઇને સુધા ચાલી ગઈ.

થોડી વારે સરલાના મરણની ખબર સર્વત્ર ફેલાઇ અને આડોશી–પાડોશીઓ અનિલને ત્યાં આવી એકત્ર થયા. આખરે સરલાના શબને સ્મશાનમાં લઇ જઈ અગ્નિદાહ દીધો.

બસ! તે પછી અનિલ ચાલ્યો ગયો હતો. ક્યાં ગયો હતો તેની કોઇને ખબર ન હતી. સરલાના મરણે એના મન પર ભારે આઘાત થયો હતો. પૈસાના જ અભાવે એનું મૃત્યુ નિપજ્યું હતું એમ એ માનતો હતો. અને પૈસા નહિ હોવાનું કારણ પોતે. આ બધા વિચારોએ એના મગજને ઘેરી લીધું હતું. એના મગજમાં ચારે બાજુથી ફિટકાર! ફિટકાર થઈ રહ્યો હતો. એનું ચિત્ત સ્વસ્થ નહોતું. બસ! તે પછી એનુ ચિત્ત ભ્રમ થયું. દિવાનાની જેમ એ જ્યાં ત્યાં ઘૂમવા લાગ્યો.

દિવાનાઓને દુનિયામાં સ્થાન નથી. એમને બધેથી હડધૂત ગણવામાં આવે છે. ઘણી વખત તો, માણસ ગાંડો નથી હોતો; તેને લોકો ગાંડો ગાંડો કરી ગાંડો ઠોકી બેસાડે છે અને એક વખત જે ગાંડો કહેવાઇ ગયો તે પછીથી કદી ડાહ્યો બનતો નથી. અનિલ જ્યાં જ્યાં જાય ત્યાં તેની ગાંડા તરીકે જ ગણત્રી

કરવામાં આવતી. એના વિષેનું એક ગામનું ચિત્ર આપી દઉં કે એથી એની શી સ્થિતિ થતી હશે એ સ્પષ્ટ સમજાશે.

શેરીને છેડે છોકરાઓનું એક ટોળું એકત્ર થયું હતું. ત્યાં થઈને એક આદમી પસાર થતાં એને જોઈને એક છોકરો બોલી ઊઠયો.

“ જુઓ અલ્યા પેલો ગાંડો જાય છે ! ”

“ હા અલ્યા ! ચાલો ચાલો ! એની પાછળ જઈએ. એની ગમ્મત કરવાની મઝા પડશે. ” બીજો છોકરો બોલ્યો.

બધા છોકરાં એ માણુસની પાછળ પાછળ ચાલવા લાગ્યા. “ ગાંડો ! ગાંડો ! ” કરી એની તરફ કાંકરી ફેંકવા લાગ્યા.

ધૂનમાં ને ધૂનમાં પેલો માણુસ ચાલ્યો જતો હતો. શરૂઆતમાં તો એણે છોકરાંઓની પ્રત્યે કંઈ ધ્યાન ન આપ્યું. પરંતુ જ્યારે છોકરાંઓએ કિલકારીઓ કરવા માંડી અને કાંકરાઓનો વરસાદ એની પર વરસવા લાગ્યો ત્યારે તેની ધીરજ ખૂટી. એ પાછો ફર્યો. બંને હાથે મૂઠી વાળી દોટ મૂકી.

સરૂરૂસર કરતાં છોકરાંઓએ દોટ મૂકી અને પાસે આવેલી પોળમાં ભરાઈ જઈ પોળનો દરવાજો બંધ કરી બારી પણુ વાસી દીધી. પેલો માણુસ પણુ તે પોળ પાસે આવ્યો. બારણું ધકેલી જોયાં પણુ અંદરથી સાંકળ વાસેલી હોવાને લીધે તે ઉઘડી શકયાં નહિ—એટલે આખરે તે પાછો ફર્યો અને ચાલવા લાગ્યો. થોડીવારે છોકરાંઓએ પણુ પોળના દરવાજાની તરાડમાંથી રસ્તા પર જોયું. જ્યારે તેમને પૂરેપૂરી ખાત્રી થઈ કે ગાંડો આદમી ચાલ્યો ગયો છે ત્યારે એમણે પોળ ખોલી અને બહાર નીકળ્યા. બહાર નીકળી જોયું તો એ ગાંડો દૂર ચાલ્યા ગયો હતો.

"ગાંડો ! ગાંડો !" કહી છોકરાંઓએ બૂમ પાડી. પણ પેલો માણુસ તો દૂર ચાલ્યો ગયો હતો એટલે કંઈ સાંભળ્યું નહિ. હવે ગમ્મત નહિ પડે એમ જાણી છોકરાંઓ વિખરાઈ ગયાં.

પાંચ સાત દિવસ થયાં આ માણુસ આ ગામમાં આવ્યો હતો. તે ડાહ્યો માણુસ હતો કે દિવાનો તે તો કોઈ નક્કી કરી શકતું નહોતું. પણ તેનાં કપડાં, તેની ચાલવાની રીત, બોલવાની રીત વગેરે જોઈને ગાંડો છે, ગાંડો છે એમ કોકે ઠોકી બેસાડ્યું અને ત્યારથી એને આખાયે ગામમાં ગાંડા તરિકે જ ઓળખતા.

ગામથી દૂર સ્મશાન પાસેના વડ નીચે એ રહેતો. ખાવા માટે સવાર સાંજ એ ગામમાં આવી જતો. કોઈ ખાવાનું આપતું તો ખાઈ લેતો, નહિ તો તે તુરતજ પાછો ફરતો. ખાવા-પીવાનું નથી મળ્યું એટલા માટે એને જરાયે ક્ષોભ ન થતો.

લોકોને તેને ગાંડો કહેવાનાં અનેક કારણો હતાં. એક તો એ સ્મશાનમાં રહેતો. રાત્રિના બાર વાગ્યા હોય કે બે વાગ્યા હોય, ગમે તે સમયે, રાત્રિ અજવાળી હોય કે અંધારી પણ તે રખડતો જ હોય. તેમજ આજુબાજુ ખેતરમાં રહેનારા કેટલાયે એને કદી ઉંઘેલો જોયો નથી. તે ઘણી વખત બબડયા કરે છે. 'કોઈને નથી કલાની કદર, કોઈને નથી...! નહિ તો !' આટલા શબ્દો એના મુખમાંથી નીકળતા. અને પછી એ ગંભીર મુખમુદ્રા ધારણ કરતો. જ્યાં ઊભો હોય ત્યાં સ્થિર થઈ જતો. એમને એમ જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં જ તે રહેતો. તેની આંખનાં પોપચાં ભીનાં થઈ જતાં. આંખોમાંથી દડદડ કરતી આંસુની ધારા જમીન પર ટપકતી રહેતી. કેટલીયે વખત સુધી એની એ સ્થિતિમાં તે ઊભો રહેતો. વળી પાછો એ કંઈક સ્વસ્થ થતો. વડની હેઠળ જતો, ઘડી બે ઘડી સૂઈ જતો અને પાંચ છ વાગ્યા પહેલાં ઊઠી જતો.

ઘણી વખત એ મોટેથી ગાતો. એનો પહાડી સૂર શાંત વાતા-

વરણુને ગજાવી મૂકતો. એની ગાવાની ઢબ સાંભળનારાઓને આકર્ષતી. આજુબાજુના કેટલાયે જણુ એની પાસે આવી એને ગાતો સાંભળતા. ગાંડો માણુસ આટલું સરસ ગાય છે એ જાણ્યા પછી એમને નવાઈ લાગતી. ઘણી વખત એ મોટેથી રોઇ પણુ પડતો. અંધારી રાત્રિએ સ્મશાનની નિર્જન શાંતિમાં એનું કારમું રુદન સાંભળનારાંનાં હૈયાંને ચીરી નાખતું. આટલી મોડી રાત્રે શું હશે! કોણુ રડતું હશે, એ વિચારે સૌ ત્યાં એકત્ર થઇ જતાં. એની પાસે જઇ "શું થયું? શા માટે રડે છે?" વગેરે પ્રશ્નો કરતાં. પણુ એ કોઇના પ્રશ્નોનો ઉત્તર ન દેતો. એ માત્ર રડયા જ કરતો. કયાંય સુધી રડયા કરતો. પછી એની મેળે જ પાછો એ શાંત પડતો. કોઇની સાથે વાત પણુ ન કરતો અને પછી વડની હેઠળ જતો અને ત્યાં જઈ સૂઇ જતો.

આવા આવા વિચિત્ર વર્તનથી ઘણાખરા એને ગાંડો કહેતા. કેટલાક એવા માણુસોય હતા કે જેઓ એની પ્રત્યે સહાનુભૂતિની દૃષ્ટિએ પણુ જોતા. તેઓ પણુ એ ડાહ્યો છે કે ગાંડો એનો નિર્ણય કરી શક્યા નહોતા. પણુ એ ગાંડો તો નથી જ એમ એમને લાગતું. એના જીવનમાં કોઇ એવો પ્રસંગ બની ગયો હશે કે જેને લઇને એને ચિત્તભ્રમ થઇ ગયું હશે એમ તેઓ માનતા. એવા માણુસને આપણે દિવાનો કહી શકીએ જ કેમ, એમ એમના મનમાં થતું. અને એવા માણુસો હાજર હોય ત્યારે જો કોઇ એને પજવતું તો એ પજવનારને લડીને દૂર કાઢી એને તેઓ બચાવી લેતા, અને એને જે વસ્તુ જોઇએ તે પણુ તેઓ અપાવતા.

તે પછી થોડા દિવસો બાદ એ ગામમાંથી એ દિવાનો આદમી ચાલ્યો ગયો હતો. એકાએક તે કયાં અલોપ થઈ ગયો હતો તે કાંઈ જણાતું નહોતું. ગામના લોકો જાણુવાને આતુર હતા કે એ કયાં ચાલ્યો ગયો હશે? કોણુજાણે શાથી પણુ એ

દિવાના આદમી પ્રત્યે એક જાતની મમતા એમને બંધાઈ હતી. પંદર વીસ દિવસ જેટલા સમયમાં એણે લોકોના હૃદયમાં સ્થાન મેળવ્યું હતું અને એકાએક એ જતો રહ્યો હોવાથી એને માટે લોકો કંઈને કંઈ અટકળો બાંધતા હતા. 'હવે બીજી જગાએ જઈ એ શું કરશે? જ્યાં જશે ત્યાં લોકો એનો કેડો નહિ મૂકે અને એ હેરાન થશે. એના કરતાં આ ગામમાં રહ્યો હોત તો સુખી થાત, બિચારો દુઃખી હતો.' એની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારા એને વિષેના પોતાનો આવો મત વ્યક્ત કરતા હતા.

અનિલના ગુમ થયાના સમાચાર સુધાને મળ્યા ત્યારે એને સ્હેજ દુઃખ થયું. અનિલ આવું પગલું લેશે એમ તે ધારતી નહોતી. ધીમે ધીમે આ સમાચાર ધનનંદન શેઠને કાને પહોંચ્યા. થોડા વખત સુધી તો એ મૌન જ રહ્યા.

એક વખત સુધાને એમણે પોતાની પાસે બોલાવી અને "તારે માટે એક સુંદર વસ્તુ લાવ્યો છું" કહી અનિલ વાળી વીણા તેની પાસે રજૂ કરી. ધનનંદન શેઠ ધારતા હતા કે સુધા આ વીણા જોઈને ખુશ થશે અને તે પછી એની સાથે એના લગ્ન સંબંધી વાતચીત કરીશ એટલે બધું કામ પાર પડશે એ વિચારે મલકાતા હતા.

"પિતાજી! આ વીણા ક્યાંથી લાવ્યા?"

"મેં તારે માટે પરગામથી મંગાવી!"

"ના! આ વેચાતી લીધેલી નથી. આ વીણા તો અનિલભાઈની છે."

"હા! એની જ છે. એ મને વેચાતી આપતો ગયો છે."

"ક્યારે?"

"એની સ્ત્રી મરી ગઈ તે પહેલાં એની પાસે પૈસા નહોતા એટલે મારી પાસે પૈસા લેવા આવ્યો અને પૈસાના બદલામાં આ

વીણા એણે મૂકી. તે પછી તો એની સ્ત્રી મરી ગઈ અને એ પણ ક્યાંક ચાલ્યો ગયો છે એટલે તને આપું છું."

વીણાના બદલામાં અનિલને એના પિતાએ પૈસા આપ્યા હતા એમ સુધાએ જાણ્યું ત્યારે એના હૃદયને સ્હેજ આઘાત થયો. થોડી વાર પછી ધનનંદન શેઠે એની પાસે લગ્ન સંબંધી વાત કાઢી. લગ્નનું નામ સાંભળતાં જ સુધા બોલી: "મારે હવે લગ્ન કરવાં નથી. અનિલભાઈની સાથે રહીને હું મારું જીવન વિતાવીશ. તમે એમ ન માનશો કે હું એને પરણીશ. હું એને પરણીશ નહિ પણ એની કલાને પરણીશ. એની જીવનસહચરી નહિ બનું પણ એની કલાની સહચરી બનીશ."

આ સાંભળીને ધનનંદન શેઠ તો આભા જ બની ગયા. તેમણે તુરત જ લગ્ન સંબંધીની વાત બંધ કરી. "ઠીક, તને ગમે તેમ કરજે" કહી તેઓ ચાલતા થયા.

સુધા હંમેશાં અનિલની વાટ જોયા કરતી. આજે આવે, કાલે આવે, એમ કરતાં કેટલાયે દિવસો વહી ગયા હતા પણ અનિલ હજુ જણાયો ન્હોતો.

× × ×

ચોમાસાના દિવસ હતા. ઝીણો ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. કાળી ઘોર અંધારી રાત્રિમાં તમરાંઓનો અવાજ વાતાવરણને ભયંકર બનાવતો હતો. અનિલના વિચાર કરતી સુધા હમણાં જ નિદ્રાવશ થઈ હતી.

ફાટ્યાં તૂટ્યાં કપડાં પહેરેલો એક આદમી રસ્તા પર થઈને પસાર થઈ રહ્યો હતો. તેની પાસે ઓઢવાનું કંઈ સાધન નહતું. વરસાદના છાંટાથી તેનાં કપડાં ભીંજાઈ ગયાં હતાં. ઠંડીથી તેનું શરીર કંપતું હતું, ધીમાં ધીમાં ડગલાં દેતો તે આગળ ચાલ્યો જતો હતો.

એકાએક તેની દૃષ્ટિ આકાશ તરફ ગઇ અને તેમાંથી એને કંઇક મળ્યું હોય તેમ એ મોટેથી ગાવા લાગ્યો:

આઇ બદરિયાં બરસન હારી,
ગરજ ગરજ દામિની દમકાવે;
જો ચુનરીમેં ઝલક કિનારી—આઇ.

કોઈનો ગાવાનો અવાજ સાંભળતાં સુધા ઝબકી ઊઠી. પલંગમાંથી કૂદીને બારી પાસે આવી. આવી ભયંકર ઘોર અંધારી રાત્રિએ કોણ ગાતું હશે? ગાનારનો સ્વર તેને પરિચિત લાગતો હતો. ઝરુખામાં દાખલ થવા તેણે બારીનું બારણું ખોલવા પ્રયત્ન કર્યો. સરૂરૂર્ કરતો પવનનો એક સુસવાટો આવ્યો અને અડધાં ખોલેલાં બારણાં તુરતજ વસાઈ ગયાં. ગાયન આગળ ચાલ્યું.

મધુર મધુર કોયલ વન બોલે,
ભવન ભવન ગાવત બીજનારી;

બારીનાં બારણાં ખુલ્લાં કરી સુધા ઝરુખામાં આવી. એણે ગાનારને જોવા પ્રયત્ન કર્યો પણ રાત્રિના ઘોર અંધકારમાં તે કોઈને જ ન જોઇ શકી. ગાયન સ્પષ્ટ રીતે સંભળાતું હતું. આ પહેલાં આ ગાનારને સાંભળ્યો હોય એમ પણ તેને લાગતું હતું. 'અનિલભાઇ તો નહિ હોય!' તેના મનમાં ભૂતકાળનાં સ્મરણો જાગ્રત થયાં. 'અવાજ તો એમના જેવો જ લાગે છે.' ગાનારને જોવાની તેની ઉત્કંઠા વધી. એટલામાં તેના ઝરુખા હેઠળથી જ એણે સાંભળ્યું.

ચલત પવન શીતલ નારાયણ
પરત ફુઆર લગત અતિ પ્યારી—આઇ.

અનિલભાઇ જ છે. અવાજ સાંભળતાં તેને ખાત્રી થઇ. "અનિલભાઈ! અનિલભાઇ!" કહેતી તે હેઠળ દોડી ગઇ અને ગાનારને ઊભો રાખ્યો.

સુધાએ એને કંઈક પૂછયું પણ ગાયકે કંઈ જવાબ જ ન આપ્યો. આથી તેનો હાથ ઝાલી સુધા ઊભી રહી. ગાયકે આગળ જવાનો પ્રયત્ન કર્યો પણ સુધાએ તેને ખસવા દીધો નહિ, તે સ્થિર થઈને ઊભો રહ્યો.

" અનિલભાઇ ! કેમ બોલતા નથી ? "

જવાબમાં ગાયક મૌન જ રહ્યો. " વારુ ચાલો ! " કહી સુધા એનો હાથ છોડી આગળ ચાલી. પણ પાછળ જોયું તો ગાયકને ઊભેલો જ જોયો એટલે સુધા તેનો હાથ પકડી ઘરમાં લઇ ગઇ. ગાયકને સુધાએ પોતાના ઓરડામાં લઈ જઇ આરામખુરશીમાં બેસાડયો અને દીવો પ્રગટાવ્યો.

દસેક વર્ષનો એક સુકુમાર બાળક ઘસઘસાટ નિદ્રા લેતો હતો. તેના મુખ પર લાલાશ તરી આવતી હતી. દીવાનો પ્રકાશ પડતાં એ લાલાશમાં ઉમેરો ન થતો હોય એમ લાગતું હતું. પેલા દિવાના આદમીએ એના મુખ પર દૃષ્ટિ નાખી. એના મુખ પર કરુણતાની એક ઊંડી છાયા ફરી વળેલી જણાઈ. ભૂતકાળનાં તેનાં સ્મરણો તાજાં થયાં. માબાપ વિનાના એ છોકરાના મનમાં પોતાની ગેરહાજરી દરમિયાન કેવી કલ્પનાઓ આવી હશે! જાણે તે ભરનિદ્રામાં હોય અને એક ભયંકર સ્વપ્ન આવ્યું ન હોય! ઊંઘમાંથી ઝબકી ઊઠે તેમ ભૂતકાળનાં સ્મરણો એના મનમાં તાજાં થયાં અને તેના મનમાં પરિવર્તન થઇ ગયું. આરામખુરશીમાંથી તે ઊઠયો અને સૂતેલા છોકરા પાસે ગયો. એને જગાડી રમાડવાનું તેને મન થયું. પણ સુધાએ હમણાં તેને ઉઠાડવાની ના પાડી. " તમારો વેશ જોઇને એ ડરશે માટે હમણાં નહિ, ભલે સૂતો " સુધા બોલી.

ફાટયાં તૂટયાં કપડાં, અવ્યવસ્થિત રાખેલા માથાના વાળ, અને ઘણા દિવસથી હજામત નહિ કરાવ્યાથી વધી ગયેલી દાઢી;

પહેલાંનો અનિલ અને અત્યારનો અનિલ! સુધા પોતાના મનમાં અનિલની તુલના કરવા લાગી અને અનિલ સામે જોવા લાગી. તે ગંભીર રહી ન શકી. હસવું પણ ન રોકી શકી.

અનિલ હવે સ્વસ્થ થયો હતો. તેના મગજનું સમતોલપણું હવે તે મેળવી શકયો હતો. સુધાને હસતી જોઇ એ બોલ્યોઃ

" તને તો હસવું આવે છે નહિ ?"

" ત્યારે શું રડું અનિલભાઈ! તમે ખરા છો. રમેશને સોંપીને આવવાનું કહીને ગયા તે ગયા, ફરી પાછા જ ન આવ્યા!"

" તે અત્યારે હું કયાં પાછો આવ્યો છું. તું જ મને લઇ આવી છે. બાકી મને ખબર નહોતી કે હું કયાં છું. માત્ર મગજમાં એટલું હતું કે હું જીવતો છું અને અત્યારે ચાલી રહ્યો છું."

" પણ આ તમારાં કપડાં અને વેશ તો જુઓ! આ બધું કયાંથી લાવ્યા ?"

" જેણે આપ્યું તે લીધું. મારે ઓછું કંઇ ખરીદવા જવું હતું આપણે તો શરીર ઢાંકવું છે ને! જે મળે તે ચાલે."

સવાર પડી અને ખબર પડી કે ઘરમાં ફાટયાં તૂટયાં કપડાં પહેરેલો એક માણસ આવ્યો છે. આ વાત ધનનંદન શેઠને કાને પહોંચી અને તેઓ સુધાના ઓરડામાં આવી પહોંચ્યા.

આરામ ખુરશીમાં પડેલા એ માણસ તરફ તેમણે જોયું અને તુરતજ બોલી ઊઠયા.

" અનિલ! તું કયાંથી!"

" સુધા લાવી." અનિલ બોલ્યો.

" ભલે! સુધા એને નવડાવ ધોવડાવ." કહી શેઠ ચાલ્યા ગયા. અનિલ આવ્યાથી એમને શાંતિ વળી હતી. સુધાએ લક્ષ્મની

બાબતમાં જે હઠ પકડી હતી તે હવે ટળી જશે અને જગતના મહેણામાંથી બચી જઈશું. જો કે અનિલ સાથે સુધા પરણે એ એમને અયોગ્ય લાગતું ન હતું પણ સુધાએ તો સમુળગાં લગ્નની ના પાડી અને અંતે તે અનિલને પરણવા તૈયાર થઇ હતી તો 'ભલે અનિલ સાથે પરણે. આપણે એમાં શું ! સુધારક લગ્ન ગણાશે' એ રીતે એમના અંતરને ટાઢક વળી.

ન્હાઈ ધોઈ હજામત કરાવી અનિલે નવો પોષાક પહેર્યો. તેનામાં કંઈ અજબ સ્ફુર્તિ આવી, તેના હલનચલનમાં પણ કંઈ ઓર જાતની ઢબ સુધાને જણાઈ. આખો દિવસ સુધા અનિલને જોઈને હસ્યા જ કરતી.

સામેથી એક દસ વર્ષનો છોકરો આવ્યો અને અનિલને ભેટી પડયો.

"મોટાભાઈ! તમે ક્યાં જતા રહ્યા હતા?"

અનિલની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. રમેશના સરળ પ્રશ્ને તેના અંતરને વલોવી નાખ્યું. તેનો શો જવાબ આપવો તે ન સૂઝયું.

"ગામ ગયો'તો." આખરે કંઇપણ જવાબ ન સૂઝવાથી અનિલે જણાવ્યું અને રમેશના બાળક હૃદયને શાંતિ વળી.

"મોટાભાઇ! તમારી વીણા અહીં છે. સુધાબ્હેન રોજ મને તે બતાવતાં હતાં. હું એમને વગાડવાનું કહેતો ત્યારે એ કહેતાં કે તારા મોટાભાઈ આવશે ત્યારે એ વગાડશે. મોટાભાઈ! આજે વીણા વગાડશો?"

બાળકની નિર્દોષતા! આહ! બાળકો કેટલાં નિર્દોષ હોય છે! ભૂતકાળની બધી જ વસ્તુ એ ભૂલી જાય છે. તેઓ કદી એમના મનમાં ભૂતકાળ રાખતાં જ નથી. એમના હૃદયમાં શોક જેવું કંઈ હોતું જ નથી. બાળક જેટલી નિર્દોષતા માણસમાં આવે તો!

"વગાડીશ હોં ભાઈ! પણ તું સાંભળવા આવીશને?"

"હા મોટાભાઈ! મને ખૂબ મઝા પડશે." રમેશ બોલ્યો અને અનિલ પાસેથી રમવા માટે બહાર દોડી ગયો.

અનિલને આવે પંદર દિવસ થઈ ગયા હતા. એ પંદર દિવસ દરમિયાનમાં તો અનિલની તબિયત સારી થઇ હતી. તેના જીવનમાં પણ હવે કંઈક નવીનતા લાગતી હતી.

*  *  *

અનિલ અને સુધા પરણી ગયાં છે. ધનનંદન શેઠ અને બધાંયે માને છે કે સુધા અનિલ સાથે પરણી છે. સુધા પણ એમજ માને છે, પણ તેના મનમાં એટલું તો છે જ કે તે અનિલને પરણી નથી પણ એની કલાને પરણી છે. એ અનિલની સહચરી નહોતી બની પણ કલાની સહચરી બની હતી.

પૂર્ણિમાનો દિવસ હતો. આકાશ સ્વચ્છ હતું. જગત પર જાણે રૂપેરી બિછાનું પથરાઇ ગયું હોય તેમ સર્વત્ર સફેદ સફેદ લાગતું હતું. ચંદ્રિકાનો શીતળ પ્રકાશ સાચે જ આહ્‌લાદજનક લાગતો હતો.

અગાસીમાં માત્ર સુધા અને અનિલ બંને બેઠાં હતાં. સુધાએ વીણા લઇ આવી અનિલની પાસે મૂકી. "એ વીણાએ જ મારા જીવનને કરુણ બનાવ્યું છે. નિરસ જીવન બનતાં જીવનના સર્વ આનંદ મેં ખોયા છે. હવે એને લઇને મારા જીવનને દુઃખી કરવા ઇચ્છતો નથી."

એ જ વીણાને લીધે હું તમારી પ્રત્યે આકર્ષાઇ. આજે એ વીણા મને પ્રાણસમ લાગે છે. મારું એ જીવન છે—આત્મા છે." સુધા બોલી અને અનિલને તેણે વગાડવા ખૂબ આગ્રહ કર્યો.

અંતે અનિલે વીણા હાથમાં લીધી.

પડદા પર આંગળીઓ ફરી. એના તાર ઝણુઝણી ઊઠયા. વાતાવરણમાં ચોમેર સંગીતના સૂરો અથડાઈ રહ્યા. થોડી વારમાં તો અનિલ વીણા બજાવવામાં મસ્ત બની ગયો.

સુધા વીણા સાંભળવામાં ગુલતાન બની હતી. આજે એના જીવનની સફળતા એને લાગતી હતી. આજે એ કલાની સાચી સહચરી બની હતી એમ એને ભાસ્યું. પોતે કલાપોષક બની હતી એથી એના મનને ખૂબ સંતોષ થતો હતો.

# બે છેડા

ઉનાળાની બળબળતી બપોર હતી. ઘામ ધખ્યો હતો અને સૂરજ સોળે કળાએ ખીલ્યો હતો ! વાયરો વાતો હતો અને લૂને લાવતો લમણાં બાળતો હતો. કાળું ચકલુંય ફરકતું નહોતું. બરાબર એ જ સમયે હું મારતી સાયકલે ગાંધીપૂલ પરથી મારી નોકરી પર જઈ રહ્યો હતો.

સામેથી એક રેંકડી આવતી હતી. રેંકડીમાં સામાનનો ઢગ ખડકાયો હતો. વજનથી તેનાં પૈડાં ક્ચુડ ક્ચુડ બોલતાં હતાં અને એક યુગલ તેને ખેંચી રહ્યું હતું. જમણી બાજુએ પુરુષ હતો અને ડાબી બાજુએ સ્ત્રી હતી.

પુરુષના પહેરવેશમાં કાંઈ ઠેકાણું નહોતું. ઢીંચણ સુધી ફાટલી-તૂટેલી ધોતલી પહેરી હતી અને શરીર પરનું કેડિયું પાછળથી ફાટલું દેખાતું હતું. માથા પરનું રાતુંચટક ફાળિયું કાંઇક ઠીક લાગતું હતું. પણ એમાંય કોણ જાણે કેટલાય લીરા હશે ! સ્ત્રીએ રતુંબડા રંગનો ઘેરદાર ઘટ્ટ એવો ઘાઘરો પહેર્યો હતો અને ઉપર એવા જ રંગનું ઓઢણું ઓઢયું હતું. કબજાની કાંસો તસતસતી હતી અને વાંસો ખુલ્લો હતો.

બંને ખુલ્લે પગે હતાં ! મને થયું જ્વાળામુખી જેવી આ ડામરની સડકમાંથી ઉત્પન્ન થતા લાવારસથી શું એમના પગ ચંપાતા નહિ હોય !

પૂલનો છેડો આવ્યો અને એ થોભ્યાં. એક ઝાડની હેઠળ તેઓ રેંકડી લઇ ગયાં ને ઝાડ હેઠળ બેઠાં. સ્ત્રીએ રેંકડીની આગળ બાંધેલું ભાથાનું પોટકું છોડયું ને બંને ખાવા બેઠાં.

શું ખાતાં હશે તે કેમ કહી શકાય ? પણ પકવાન તો નહિજ હોય એની ખાત્રી આપું છું; કારણ કે એમના હાથમાં રોટલાનાં બટકાં તો દેખાતાં હતાં અને સાથે લસણની ચટણી હશે એમ માનું છું.

બંને ટાઢે પેટે જમતાં હતાં વચ્ચે વચ્ચે સ્ત્રી એકાદ બટકું પુરુષને દેતી જતી હતી, અને ચાતક જેમ પ્રેમપૂર્વક વરસાદનાં ફોરાને ચાંચમાં ઝીલી લે તેમ પુરુષ તેના મોઢામાં આ રોટલાનું બટકું ઝીલતો હતો. જાણે ભગવાને એમાં અમૃતનો સ્વાદ મૂકયો હતો. હું કલ્પનાની લ્હેરે ચડયો પણ ત્યાં કાંડા પરની ઘડિયાળ તરફ નજર ગઇ અને હું ચમકયો. મારે જ્યાં જવાનું હતું ત્યાં પહોંચવાને હવે પાંચજ મિનિટ બાકી હતી અને મેં સાયકલનાં પેડલ દાબવા માંડયાં.

પૂલ અડધોએક વટાવ્યો હશે ત્યાં સડસડાટ કરતી સામેથી

એક મોટર આવતી દેખાઇ. મોટરને શેફિયારંગ શું સુંદર હતો ! મોટર હમણાં જ નવી ખરીદાઈ હશે એમ એના દેખાવ પરથી લાગતું હતું.

આંખના પલકારામાં વીજળી જેમ ચમકી જાય અને કુદરતનાં દર્શન દેતી જાય તેમ મોટર મારી પાસેથી પસાર થઇ ગઈ અને એનો ઠાઠમાઠ અને એની અંદર બેઠેલાંનો વૈભવ બતાવતી ગઇ.

ફુટડો એક જુવાન હતો અને એની પાસે બેઠેલી યુવતી પણ ઓછી રૂપાળી નહોતી ! બંને અડોઅડ બેઠાં હતાં અને કાંઇક ગોષ્ટિ કરતાં હતાં. શું કરતાં હશે તે તો સાંભળ્યા વિના કેમ કહેવાય ? પણ વાતો કરતાં કરતાં બંને ખુશમિજાજમાં આવી જતાં હતાં એ ચોક્કસ.

ગરમ પવન રસ્તે જનારનાં તો લમણાં બાળતો હતો પણ મોટરમાં બેસનારને શું અસર કરતો હશે તે તો તેમને પૂછીને જ નક્કી કરી શકાય. મંદ મંદ પવનથી મોટરમાં બેઠેલા જુવાનના વાળ ફરફરતા હતા અને યુવતીની લટો લહેરાતી આઘેથી જોઈ શકાતી હતી.

જુવાને પહેરેલું રેશમી પહેરણુ ફરફર ફરકતું હતું અને યુવતીએ પહેરેલી મલમલની સાડીમાં વાયરો જઈને હોડીનો સઢ કરતો હતો.

મારી વિચારમાળા આગળ ચાલી. એજ આ બળબળતી બપોર હતી અને એજ આ ગાંધીપૂલ હતો જેની પરથી ઘડિક પહેલાં પરસેવે રેબઝેબ એવું એક યુગલ રેંકડી ખેંચી જઈ રહ્યું હતું, જ્યારે આ બીજું ?

બેય યુગલો હતાં. બેય સારસસારસીની જેમ સાથોસાથ વિહરતાં હતાં. બંને ખુશખુશાલ, આનંદી અને સંતોષી જણાતાં

હતાં. પણ એક યુગલને આ બળબળતી બપોરે રેંકડી ખેંચવી પડતી હતી, અને બીજા યુગલને ?

મને થયું, આ પ્રકૃતિનો ભેદ શા માટે ? પણ મારા એ પ્રશ્નાર્થનો ભેદ મને સમજાય તે પહેલાં તો મારે જે બંગલામાં જવાનું હતું તે બંગલાનો દરવાજો મારી સામે આવી ઊભો હતો અને મારી ફરજની મને યાદ આપતો હતો.

સાયકલ મૂકી હું મારે કામે લાગ્યો અને મારો પ્રશ્નાર્થ એ પ્રશ્નાર્થ જ રહ્યો. પણ આ પ્રશ્નાર્થ મારે એકલાને જ મન પ્રશ્નાર્થ રહ્યો છે એમ નથી. સૌને મન–આખી દુનિયાને મન એ પ્રશ્નાર્થ જ રહ્યો છે. અને તે આજકાલથી ચાલ્યો આવતો નથી પણ સનાતન-કાળથી ચાલ્યો આવે છે. માત્ર સૌ જુદી જુદી રીતે સમાજ પાસે તેને ધરે છે તેમ હું પણ આ બે છેડાના નામે એક સત્યદર્શન રૂપે આ પ્રશ્ન સૌની સમક્ષ મૂકું છું.

# નણંદ ભોજાઈ

સામાન્ય રીતે આપણા સમાજમાં નણંદ–ભોજાઈને બહુ ઓછું જ બને છે; અથવા અણબનાવ રહ્યા કરે છે એમ કહેવાય છે. દોષ કોનો હોય છે એ કહેવું મુશ્કેલ હોય છે, પણ ઈર્ષાનો કીડો કોણ જાણે કયાંથીય કોના હૃદયમાં પ્રથમ ઉત્પન્ન થાય છે એ કહી શકાતું નથી; પરંતુ નણંદ-ભોજાઈના મેળાપ પછી થોડા સમયમાં જ એ કીડો સળવળી ઊઠે છે. અને પછી તો ધીમે ધીમે એ બંનેના હૃદયમાં–અંગે અંગમાં ફરી વળી અંગારની ઝારા ઉત્પન્ન કરે છે. એ પછી બંને જણ એકબીજાના દોષો કાઢવાના જ પ્રયત્ન કરે છે, બંને એકબીજાને હલકા પાડવા જ પોતાનાથી બને તેટલા પ્રયત્ન કરે છે.

મહોલ્લાના બધા જ માણુસો સવિતાના ભાવિ વિષે આવું ધારતા. સવિતા અને મોહનને એકને આઠ અને બીજાને સોળ વર્ષનાં મૂકી એમનાં માબાપ મરણ પામ્યાં હતાં. ઘરમાં મોટું બીજું કોઈ નહતું. માત્ર એ બંને જ ભાઇ–બ્હેન. ઘરની સ્થિતિ બહુ સારી ન કહેવાય તેમ છતાં ઘણી ખરાબ હતી એમ પણ નહોતું. સામાન્ય રીતે સુખી જીવન ગાળી શકે એટલી સંપત્તિ તેઓ પાસે હતી. એટલે મોહનને તુરત જ કમાવાના કે પેદા કરવાના ફંદામાં ફસાવું પડયું નહિ. તે નિશ્ચિત રીતે બી. એ; સુધી ભણી શકયો.

નાનપણથી જ ભણુવા પ્રત્યે મોહનનું વિશેષ લક્ષ હોવાથી તે હંમેશાં પરીક્ષામાં ઊંચે નંબરે પાસ થતો. ભણવાની આવી એની હોંશિયારી અને બીજા કેટલાક સદ્ગુણોથી આકર્ષાઇને એની જ્ઞાતિના એક ધનિકે પોતાની પુત્રીનો વિવાહ એની સાથે કર્યો, અને લગ્ન પણ કરી નાખ્યાં. ઘરમાં હવે બંને ભાઈબેન ઉપરાંત એક ત્રીજું માણુસ આવશે એ વિચારથી સવિતાને ખૂબ આનંદ થતો હતો. નાનપણથી જ માતાપિતા મરી ગયાં હોવાથી એ એના માબાપના પ્રેમનો લ્હાવો લઈ શકી નહોતી. જો કે મોહને એને એ રીતેજ રાખી હતી કે માબાપ એને યાદ ન આવે. એ રીતે બંને ભાઈ બેન એક બીજા સાથે ખૂબ હળીમળી ગયાં હતાં.

આજે એની ભાભી આવવાની હતી. ભાભી ક્યારે આવે અને હું એને સામે લેવા જાઉં એમ સવિતાના મનમાં થયા કરતું હતું. ઘડિયે ઘડિયે તે ઘરમાંથી બહાર આવી ઓટલે ઊભી રહી લાંબે રસ્તા પર નજર નાખતી કે કોઇ આવતું તો નથી ને! અને રસ્તાપર કોઈને આવતું ન જોતાં પાછી એ ઘરમાં ચાલી જતી. જનસ્વભાવમાં એ વસ્તુ છે કે જે વસ્તુને આપણે જોવા ઇચ્છતા હોઇએ એ આપણે જ્યાંસુધી ન જોઇએ ત્યાંસુધી આપણી

અધિરાઇ વધ્યાજ કરે. એવી જ અધિરાઇ આજે સવિતાને થતી હતી.

પણ આજનો એનો ઉત્સાહ અજબ હતો.

"હવે જ ખબર પડશે તો! અત્યાર સુધી તો બેનબા ચઢયાંને ચઢયાં રહેતાં હતાં. ભાઇની પાસે ગમે એવા લાડ કરતાં હતાં. હવે કરજો ને! હવે તો ઘરમાં ભાઇનું રાજ રહેવાનું નથી! હવે તો પારકી જણી આવવાની છે. હવે જ ખબર પડશે." સવિતાને વારે વારે ઘરમાંથી બહાર નીકળી રસ્તા તરફ નજર નાખતી જોતાં એની સામેનાં ઘરવાળાં નવી કાકી બોલ્યાં.

"એમાં શું ખબર પડવાની છે નવી કાકી! ભાભી કોઈ મોટાં વાઘ તો નહિ હોયને કે મને ખાઇ જશે!" સવિતાએ જવાબ આપ્યો.

"ખાઇ જશે શું એથીયે વધારે કરશે. ખાઇ જાય તો તો સારું કે છૂટયાં, પણ આ તો ઉંદરની જેમ ફૂંકી ફૂંકીને ચટકા ભરશે. પહેલાં ભાઇ પાસે જે લટકા ચાળા કરતી હતી તે એની પાસે નહિ ચાલે. એ તો માનો જણ્યો ભાઇ હતો, અને આ? આ કોણ છે એની ખબર છે? આને વશ તો તારો ભાઈ પણ થઇ જશે. એની વિરુદ્ધ એક શબ્દ પણ એનાથી નહિ બોલાય." નવીકાકીને ઘેર બેસવા આવેલી એક પાડોશણ બોલી.

"અને હવે બેસી રહે નહિ ચાલે! ભાભી સાહેબ જે હુકમ કરશે તે તારે માનવો જ પડશે. ત્યાં તારું રડવું–બડવું નહિ ચાલે!" બીજી બોલી.

"વારુ! વારુ! છોને મને મારાં ભાભી મારી નાખે. હું માનતી નથી કે મારાં ભાભી એવાં હોય. મારા ભાભીના આવવાથી ઉલ્ટી હવે તો મને મઝા પડશે. અત્યાર સુધી ઘરમાં એકલી હતી હવે ત્રણ જણ થયાં. તમે બધાં મારાં ભાભીને આવાં ઘાતકી કેમ

ધારી લો છો ?" સવિતાએ પ્રશ્ન કર્યો.

સવિતાના પ્રશ્નના જવાબમાં બધાં જ હસી પડયાં. સવિતાને શો જવાબ આપવો એની એમને ખબર ન પડી. "બિચારી ભોળી છે–નિર્દોષ છોકરી છે. એને શી ગમ કે ભાભી કેવી હશે અને એના આવ્યા પછી શું થશે !" નવીકાકી બોલ્યાં.

વાર્તાલાપે સવિતાના હૃદય પર જરાપણ અસર ન કરી. એના મુખ ઉપરનું એક પણ ચિહ્ન બદલાયું નહિ. જાણે કંઇજ બન્યું ન હોય તેમ ઘડી પહેલાંનું જે હસતું મુખ હતું એવું જ હસતું મુખ વાર્તાલાપ થયા પછી પણ બધાએ જોયું ત્યારે એમના આશ્ચર્યનો પાર ન રહ્યો. બાળકોમાં સંપૂર્ણ નિર્દોષતા હોય છે. કોઈના કહ્યાથી એમના મગજ ઉપર એની જરા સરખી- પણ અસર થતી નથી એનો પ્રત્યક્ષ દાખલો એમણે અત્યારે સવિતાને જોઇને અનુભવ્યો. આખાયે સમાજમાં જો આવી માનસિક સ્થિતિ સર્વેની કાયમ રહે તો ?

ત્યાં સામેથી બળદગાડી આવતી જણાઇ. રમઝટ કરતા બળદો દોડી આવતા હતા. "ભાભી આવ્યાં ! ભાભી આવ્યાં !" સવિતાના મુખમાંથી ઉદ્‌ગારો નીકળ્યા અને સર્વેનું ધ્યાન એ તરફ દોરાયું. બધાંની નજર એ તરફ વળે અને જુએ એ પહેલાં તો ગાડી આવીને ખડી થઈ ગઇ હતી અને વરવહુ બંને ગાડીમાંથી ઉતરી ગયાં હતાં. બળદિયાની ડોકની મધુર ઘંટડીનો રણકાર સર્વેના કાનમાં ઓસરી જાય એ પહેલાં તો ભાભીના પગના ઝાંઝરનો કર્ણપ્રિય ઝણકાર સવિતાના કાનમાં ચાલુ થઈ ગયો. એનું અંતર હર્ષથી છલું છલું થઇ રહ્યું.

ભાઇ ભાભી બંને ગાડીમાંથી હેઠાં ઉતરતાંની સાથે ગાડી-વાળાએ સર્વે સામાન લાવી ઘરના ઓટલા પર ગોઠવી દીધો. સવિતા એ સામાનમાંથી થોડે થોડે ઊંચકીને ઘરમાં લઈ જતી

હતી. ભાઈ તો ગાડીમાંથી ઉતરી સીધો ઘરમાં ચાલી ગયો, પણ ભાભી બહાર જ ઊભા હતાં. એટલાપર બાકી રહેલી છેવટની વસ્તુ ઉપાડી એમણે ઘરના ઉંબરમાં પ્રવેશ કર્યો. સવિતાએ એ જોયું. તુરત જ ઘરમાંથી દોડી આવી એણે ભાભીને એ વસ્તુ આપી દેવા જણાવ્યું.

"ભલેને મારી પાસે રહે, કેમ મારાથી નહિ લેવાય ?"

"ના, તે અમારે ત્યાં નહિ લેવાનું. તમારે ત્યાં જાઓ ત્યારે ઉંચકજો !" સવિતા બોલી.

"કેમ આ મારું ઘર નથી ?" બોલતી બોલતી એ હસી પડી.

સવિતા ઉત્તર આપતાં મૂંઝાઇ. આ પ્રશ્નનો શો જવાબ આપવો એ તુરત શોધી શકી નહિ.

"ના પણ આજે તો નહિ જ" કહી એણે એ વસ્તુ લઇ લીધી, અને નણંદ–ભોજાઈ ઘરમાં ગયાં.

સામેના ઘરની હવેલીમાં ઊભેલાં પાડોશીઓ આ સંવાદ સાંભળી છક થઇ ગયાં.

"વહુ ખૂબ માયાળુ લાગે છે." એક જણ સ્હેજ આશ્ચર્ય બતાવતાં બોલી.

"માયાળુ હોય તો સારું. સવિતા બિચારી સુખી થશે." બીજી બોલી.

"એ તો ભાઈ જેને જોઇએ તેવું મળીજ રહે. વહુ આમ તો લક્ષ્મીના અવતાર જેવી લાગે છે. બિચારી સવિતા ઘડી પહેલાંજ નહોતી કે'તી કે મારાં ભાભી તમે કહો છો એવાં નહિ હોય !" ત્રીજી બોલી.

છોકરીની વાત તો સાચી પડી લાગે છે. પણ હજી તો પારણાનો આ પ્રથમ દિન છે. રતન દેખાવે તો સારું છે પણ એની કિંમત તો પરખે જણાય." નવીકાકી બોલ્યાં.

"એમાં પરખવાનું શું હતું નવીકાકી! 'પુત્રના લક્ષણ પારણામાંથી અને વહુના લક્ષણ બારણામાંથી.' ચાલો જે થયું તે સારું થયું" બોલતું બૈરકમંડળ ત્યાંથી વિખરાયું.

*

સવિતાની ભાભીને આવે બે મહિના થઈ ગયા હતા. હવે તો રતન પૂરેપૂરું ઓળખાઇ ગયું હતું. સવિતાની ભાભીના આગમન પહેલાં નવીકાકીએ અને બીજા પાડોશણોએ જે આગાહી કરી હતી તે તદ્દન ખોટી પડી હતી એમ અત્યારના એમના ઘરવ્યવહાર પરથી લાગતું હતું. ઉલ્ટું એ કહેતાં હતાં એનાથી ઉલ્ટું જ બન્યું હતું. પહેલાં કરતાં સવિતાને અત્યારે વધારે સુખ હતું. પ્હેલાં ઘરમાં એકલી હોઇને ઘરનું તમામ પરચુરણ કામકાજ એને એકલીને કરવું પડતું. હવે તો એ બંને થયાં હતાં. એથી જો કે સવિતાના શિર પરથી ઘરના તમામ કામકાજનો બોજો સાવ નીકળી ગયો હતો એમ તો નહોતું જ. એને અમુક કામકાજ તો કરવું જ પડતું. જો કે આજે તો સવિતાને એકલીને શિરે આખા ઘરનું કામકાજ આવી પડે તોય એ કરવાને એ જરા પણ આનાકાની ન કરે એમ હતું. એનું કારણ એ જ હતું કે અત્યારના કામ કરવામાં અને પહેલાં કામ કરવામાં–એ બંને વચ્ચે એ ઘણો તફાવત જોઇ શકતી. સવિતામાં આવી કામ કરવાની શક્તિ અને ઉત્સાહ–સ્ફુર્તિ વગેરે ક્યાંથી અને કેમ આવ્યું એ તો કોણ જાણે પણ એ બધુંજ એના ભાભીના આગમન પછી જ થયું હતું એ તો ચોક્કસ હતું. એમાં બે મત નહોતા.

માયા, પ્રેમ અથવા વ્હાલ એ શી વસ્તુ હતી તે પાર્વતી સારી પેઠે જાણતી હતી. એના ચરણોમાં સૌ કોઇને શિર નમાવવું પડે છે એની એને ખબર હતી. સાચો પ્રેમ–સાચી માયા અગર સાચો વ્હાલ જો માણસના અંતરમાં હોય તો જગતમાં એવું

કોઇ નહિ હોય કે જે એનાથી આકર્ષાયા વિના ન રહે. આમ તો પાર્વતીની વય બહુ મોટી ન ગણાય. એની ઉમ્મર માત્ર વીસ વર્ષની જ હતી અને આટલી ઉમ્મરની છોકરીમાં આવી સમજવાની શક્તિ હોય કે કેમ અથવા સમજવાની શક્તિ હોય તો એને યોગ્ય થઈને એ પ્રમાણે કાર્ય કરવાની શક્તિ હોય કે કેમ એ માટે દરેકને શંકા રહે. પણ પાર્વતીને માટે એવી કોઇ જાતની શંકા લાવી શકાય એમ નહતું.

નાનપણથી જ પાર્વતી એ રીતે ઉછરેલી હતી કે એના પર સારા સંસ્કાર પડયા વિના રહે જ નહિ. ધનિક કુટુંબની પુત્રી હોઈને એ સારી રીતે કેળવણી લઇ શકી હતી. એટલે એની એટલી વયે દુનિયાદારીનું સામાન્ય જ્ઞાન હોવું મુશ્કેલ નહોતું. વળી ઘણી વખત એમ પણ બને છે કે માણસ એવા સંજોગોમાં મૂકાઈ જાય છે કે એને એ સંજોગોને વશ થવું જ પડે છે અને એ સંજોગોમાં મૂકાઈને વસ્તુનો સામનો કરતાં એને એ વસ્તુનું બરોબર જ્ઞાન આવી જાય છે. દુનિયાદારીનું બધું જ જ્ઞાન મેળવવા માટે માણસને શાળાઓમાં કે કોલેજોમાં અભ્યાસ કરવો પડતો નથી. એ તો માણસની જેમ ઉમ્મર વધતી જાય અને એની સમજશક્તિ વધતી જાય એજ પ્રમાણે એના જ્ઞાનનો પણ વધારો થતો જાય છે. એટલે હવે આપણે રહેજે સમજી શકીશું કે પાર્વતી દુનિયાદારીના જ્ઞાનથી અજાણ તો નહિ જ હોય. અથવા જે જ્ઞાન એને એટલી વયે થયું હતું એને માટે એ યોગ્ય પણ ગણી શકાય.

પાર્વતીએ સાસરે આવી જોયું તો ઘરમાં એની નાની નણંદ સિવાય બીજું કોઇ જ નહોતું. મોહન તો સવારના દસ વાગ્યાથી નોકરી પર ચાલ્યો જતો તે સાંજે છ વાગે ઘેર આવતો. એટલે આખા દિવસ દરમિયાનની એની હાજરી તો બિલકુલ

નજ ગણી શકાય. માત્ર સવિતાજ એ બધો સમય હાજર રહેતી. પાર્વતી આવી ત્યારથી એની નજર સવિતા ઉપર ઠરી હતી. નાની વયે માબાપ મરી ગયાં હોવાને લઈ ને એ પ્રેમનો લ્હાવો નહોતી લઈ શકી એ એના નિર્દોષ મુખ ઉપર સ્પષ્ટરીતે તરવરતું પાર્વતી જોઇ શકી હતી. અને એવા પ્રેમને માટે સવિતાનું હૃદય તલસાટ કર્યાં કરતું હતું એ પણ પાર્વતી જાણી શકી. એથી પાર્વતીનું હૃદય સવિતા તરફ ઢળ્યું, અને પાર્વતીના પ્રેમના ઉછાળામાં સવિતાનું હૃદય પણ તણાયું. થોડા વખતમાં તો સવિતા એ પાર્વતીનું પ્રેમપાત્ર બની ગઈ.

બાળક હૃદયને હંમેશાં પ્રેમ જોઈએ છીએ. બાળકને પ્રેમ મળી જતાં કોઈ અપૂર્વ વસ્તુનો પ્રાપ્ત થયાનો આનંદ મેળવ્યાનું ભાન થાય છે. બાળક માતૃપ્રેમ કેવો અને શું એ સમજી શકતું હોતું નથી અર્થાત એ સમજતું હોય તો ત્યારે એને ભાષામાં વ્યક્ત કરી શકતું નથી. માત્ર એની મજા જ એ માણી શકે છે. મોહનને લઈ ને સવિતા પુરુષ હૃદયનો પ્રેમ અનુભવી શકી હતી, પરંતુ સ્ત્રીહૃદયનો પ્રેમ એ નહોતી મેળવી શકી. પોતાની પ્રત્યે ભાભીનો આવો અસાધારણ પ્રેમ જોઈ એ તો ગાંડી બની ગઈ. ભાભીના પ્રેમરસમાં એ તરબોળ બની અને ભાભીમાં જાણે એણે કોઇ અદ્ભુત માતૃત્વ નિહાળ્યું.

સવિતાની ઉમ્મર ચૌદ વર્ષની થયા છતાં એટલી વયે એને જેટલું જ્ઞાન થવું જોઈએ અથવા મેળવવું જોઇએ એટલું એ મેળવી શકી નહતી, એમ પાર્વતીને લાગતાં ત્યારપછી એણે સવિતાની કેળવણી પર વિશેષ લક્ષ આપવા માંડયું. પોતાના આવતાં પહેલાં ઘરમાં કોઇ નહિ હોવાના કારણે શાળામાં જવાનું ખૂબ અનિયમિત બની ગયું હતું. પરંતુ હવે તો પોતે ઘેર આવેલી હોવાથી એની એ અનિયમિતતા તો ટળી ગઇ હતી એટલે

સવિતા શાળાના શિક્ષણનો બરોબર લાભ મેળવતી હતી. ઉપરાંત પાર્વતી ઘરે પણ એકાદ કલાક બેસાડી વર્ગ લેતી. આમ એના અભ્યાસની ગતિ પહેલાં જેટલી મંદ હતી એટલી જ હવે ઉતાવળી ગતિએ વધવા લાગી અને થોડા વખતમાં તો એણે ઠીકઠીક પ્રગતિ કરી.

પુરુષ હૃદય હોય કે સ્ત્રી હૃદય હોય, ગમે તે હોય પરંતુ એમનું હૃદય એક વખત કોઇની પ્રત્યે ઢળ્યા પછી—એક વખત એ વસ્તુને પોતાની માની લીધા પછી તે વસ્તુમાં પોતાનો પ્રાણ રેડવા તે અથાગ પ્રયત્નો કરે છે; અને જ્યારે એને પોતાના જેવી બનાવે છે ત્યારે જ એ ઝંપે છે અને કોઇ અપૂર્વ જાતનો આનંદ એ અનુભવે છે અને જીવનની સાર્થકતા ત્યારે એને લાગે છે.

પાર્વતીના હૃદયમાં સવિતાને માટે એવી જ લાગણી ઉત્પન્ન થઇ હતી. એથી એના હાલવા ચાલવાની, ઊઠવા બેસવાની, ખાવા-પીવાની ને ફરવા કરવાની બધી જ બાબતોમાં તે પૂરતું ધ્યાન આપતી. સવિતાને એની જરૂર જ હતી એટલે એ એને યોગ્ય બની ગઈ. પાર્વતીના આગમન પછી સવિતાને એના પૂર્વજીવનની સ્મૃતિ સરખી ઉદ્‌ભવી ન હતી.

× × ×

દિપોત્સવીના દિવસો હતા. મહોલ્લાની છોકરીઓએ નીલકંઠ મહાદેવ જવાનું નક્કી કર્યું હતું. સવિતા પણ એમાં જવાની હતી.

"સવિતા ! પેલી હમણાં ખરીદેલી આસ્માની રંગની ઓઢણી પહેરજે !" પાર્વતીએ કહ્યું.

"ભલે !" સવિતા બોલી.

"અને પેલી જૂની મગમાળા પ્હેરી જતી નહિ પણ પેલો મારાવાળો હારજ પહેરજે. એરીંગ પણ હમણાં નવાં જ કરાવેલાં પહેરજે."

" હું તો મગમાળા જ પહેરીશ ભાભી ! હાર પાછો પેટીમાંથી કાઢવો અને..."

" તે કાઢવામાં એવી આળસ શું કરે છે ? લાવ ? હું કાઢી દઉં. " બોલતી પાર્વતી એની પાસે આવી.

" ના ભાભી ! હું જ કાઢી લઇશ. " કે'તી સવિતાએ પેટી-માંથી હાર કાઢયો અને પહેરી લીધો. અને એરીંગ પણ નવાં જ કાનમાં પહેર્યાં.

" ભાભી જાઉં છું. " સવિતા તૈયાર થઇને પાર્વતીની પાસે આવી બોલી.

પાર્વતી સવિતાની સામે જોઇ જ રહી. એના નાજુક હાથમાં પહેરેલી સોનાની બે બંગડીઓ ચળક ચળક થઈ રહી હતી. કાનમાં પહેરેલાં એરીંગમાંથી ઝબક ઝબક કરતો પ્રકાશ નીકળતો દશ્ય પડતો હતો. અને ગળામાંનો હાર ! હારનો તો સાચે જ ડોકની ચામડી સાથે કોઇ અજબ જાતનો મેળ ખાતો હતો.

પાર્વતી પાસેથી ઉત્તર ન મળતાં સવિતા ફરીથી બોલીઃ " ભાભી જાઉં છું. ! "

" સારું " બોલતાં બોલતાં પાર્વતીના મુખ ઉપર આછું હાસ્ય ફરકી ઊઠયું.

" કેમ હસ્યાં ભાભી ? " સવિતાએ પ્રશ્ન કર્યો.

" તને જોઇને. " બોલતાં પાર્વતી ખડખડાટ હસી પડી.

" હં...એમ કે ! " કે'તી સવિતા હસતી હસતી બહાર ચાલી ગઇ.

સવિતાને ચાલી જતી જોઈને પાર્વતી બોલીઃ " એ જોજે જાળવીને જજે, અને બધાંની સાથે જ રહેજે ! " બહાર જતી સવિતાને કાને એ શબ્દો અથડાયા.

" વારુ ! " કહી સવિતાએ એનો ઉત્તર વાળ્યો.

પાર્વતી બહાર આવી ઓટલાની ધાર પર ઊભી રહી અને મહાદેવ ચાલી જતી છોકરીઓના વૃંદ તરફ નજર કરી. સવિતા એમાં જુદી જ તરી આવતી હતી. પાર્વતી એ જોઈ શકી. હર્ષના ઉભરાએ એના હૃદયને ઉભરાવી નાખ્યું. અને એના બે બુંદ આંખો વાટે ઓટલાની ધારને ધસાઈ જમીન પર પડયાં.

"સવિતા આ હાર હમણાં કરાવ્યો ?" સવિતાની ડોકમાં એક નવીન જ જાતનો હાર જોતાં એક છોકરી બોલી.

"હા! હમણાં જ કરાવ્યો છે, પણ એ હાર મારો નથી, ભાભીનો છે."

"વાહ! ત્યારે તું ભાગ્યશાળી ગણાય!" બીજી છોકરી બોલી.

"એમાં ભાગ્યશાળી શું વળી! ભાભી હાર પહેરવા આપે એટલે ભાગ્યશાળી થઈ જવાતું હશે ?" સવિતાએ આશ્ચર્ય થતાં પ્રશ્ન કર્યો.

"ત્યારે નહિ ? ભાગ્યશાળી તો ખરું સ્તો! નહિ તો તને ખબર છે ને આપણા મહોલ્લામાં પેલી લક્ષ્મી છે એની શી દશા છે ? આજે આ સારો દિવસ છે છતાંયે એને આપણી સાથે આવવાની રજા પણ ન મળી. બીજી વાત તો ક્યાં રહી બોલ!" ત્રીજી બોલી.

"એમ!" સવિતાના અચંબાનો પાર ન રહ્યો.

આમ વાતો કરતું કરતું છોકરીઓનું વૃંદ નીલકંઠ મહાદેવ આવી પહોંચ્યું. મહાદેવ દર્શન કરવા માટે લોકોની સારા પ્રમાણમાં ભીડ થઇ હતી. મંદિરમાં પ્રવેશવાને તથા બહાર આવવાને એકજ દરવાજો હોઇને દર્શન માટે આવનાર જનારાઓ વચ્ચે ઠીકઠીક આથડાઅથડી થતી હતી. એ ભીડમાં થઈને છોકરીઓનું વૃંદ મહાદેવમાં પહોંચ્યું. મંદિરમાં જતાં પહેલાં સર્વેએ નક્કી કર્યું

હતું કે કદાચ આપણે છૂટાં પડી જઇએ તો બહાર આવી દરેકની રાહ જોવી.

દર્શન કરી બધી છોકરીઓ બહાર આવી ગઇ હતી. માત્ર સવિતાની સૌ રાહ જોઈ રહ્યાં હતાં. હમણાં આવે! હમણાં આવે! સૌ મંદિરના મુખદ્વાર તરફ જોતાં વિચાર કરતાં હતાં પણ સવિતાને આવતી કોઈએ જોઈ નહિ. આખરે બહાર ઊભા રહેલામાંથી બે જણ મંદિરમાં સવિતાની શોધ માટે ગયાં.

" અરે સવિતા! તું ક્યાં રખડે છે? અમે તને શોધીએ છીએ અને તું અહીં ભમ્યા કરે છે, શું ફાંફાં માર છ?" બે જણમાંથી એક જણ મંદિરના ચોકમાં સવિતાને નીચી નજરે ફરતી જોતાં બોલી.

" શું ખોવાયું છે તે આમ નીચું જોઈ જોઇને ભમ્યા કરે છે?"

" તમારે મન મશ્કરી છે. પણ મારો તો આ જીવ જાય છે. દર્શન કરીને પગથિયાં ઉતરી ગળા ઉપર હાથ નાખું તો હાર ન મળે! ક્યાં પડી ગયો હશે! એ વિચારે હું તો બ્હાવરી બની ગઇ છું. કદાચ આવતાં જતાં અહીં તો નહિ પડી ગયો હોય! એમ વિચારી શોધું છું પણ પત્તો ખાતો નથી." બોલતાં બોલતાં એના મુખ ઉપરની લાલાશ ઉડી જતી હતી અને એના મુખમાંથી નીકળતો એક એક શબ્દ જાણે મહાપરાણે ન નીકળતો હોય તેમ અટકી અટકીને બહાર પડતો હતો. એટલું બોલતાં તો જાણે એની જીભે તાળું ન મરાઈ ગયું હોય એમ એના બંને હોઠ બિડાઇ ગયા. એ પછી એક શબ્દ પણ એ આગળ બોલી ન શકી. ઉનાળાના તાપમાં રખડીને ઘેર આવતાં જેમ આપણે પરસેવે રેબઝેબ થઇ જઈએ છીએ તેમ સવિતા એટલું બોલતાં તો પરસેવે રેબઝેબ થઈ ગઇ હતી.

"ઓ બાપરે! હાર પડી ગયો! ગજબની થઇ!" બે છોકરીઓમાંથી એક જણુ બોલી.

"અને હવે એ ખોવાઈ ગયા પછી તું એને અહીં શોધે છે! એ તો લેનારા તો લઈને કયાંય પસાર થઇ ગયા હશે. હવે શું હાર મળવાનો છે! ચાલો એ તો ગયા ખાતે જ ગણવાનો" બોલતી બીજી છોકરી સવિતાનો હાથ પકડી બહાર લઈ ગઈ બધાંને ખબર આપી. પણ હવે તો કંઇ જ વળે એમ નથી એમ સર્વેને લાગ્યું. અને સર્વે ઘર તરફ પાછાં વળ્યાં.

હાર ગુમ થયો હોઇને સવિતાની શી દશા થશે એના અનેક વિધની અટકળો છોકરીઓ કરતી હતી. કોઇ કે'તી હતી કે સવિતાને એના ભાભી કંઇજ નહિ કહે. કોઇક કહેતી કે ઠપકો તો મળશે જ; અને વળી કોઇક કહેતી કે હવે ચોકકસ એની ભાભી સાથે અણબનાવ થશે જ. સવિતાએ કોઈના બોલવા પ્રત્યે લક્ષ્ય ન દીધું. વાતો કરતું કરતું વૃંદ મહોલ્લામાં આવ્યું અને પોતપોતાના ઘર તરફ જવા છૂટાં પડયાં. સવિતા પણ છૂટી પડી ઘેર આવી. પાર્વતી એની રાહ જોતી બહાર જ ઊભી હતી. સવિતા ઘર પાસે આવતાં એણે સવિતાનો હાથ હાથમાં લીધો અને બંને જણુ ઘરમાં ગયાં.

સવિતાને ગમ પડતી નહોતી કે ભાભીને હાર ગુમ થયાની વાત કેવી રીતે કહું. એની વાત હું કેવી રીતે રજૂ કરું તો ભાભીને નજરે હું દોષિત ન ઠરું. એના મનમાં જાણે ભાભીને કહું! કહું! એમ થયા કરતું હતું. એના મુખમાંથી એ વાત નીકળું નીકળું એમ થયા કરતું હતું. પણ ભાભીની પાસે પહોંચતાં કોણ જાણે કેમ મોં સિવાઈ જતું હતું. એ બોલવાનો પ્રયત્ન કરવા છતાંયે એક શબ્દ પણ એના મુખમાંથી નીકળતો નહોતો.

જમવા બેઠી પણ એનું ચિત્ત એમાં નહોતું. વારે વારે એ

પાર્વતી સામું જોતી અને પાછું થોડીક વાર થતાં એ આંખો નીચે ઢાળી દેતી. વળી થોડી વાર થાય અને પાછું એ એમ કરતી. અડધો પોણો કલાક થઇ ગયો પણ ખાવાનું પત્યું ન હતું.

પાર્વતી સમજી શકતી ન હતી કે સવિતાને આજ શું થયું હતું- માત્ર રોજના કરતાં આજે એનામાં કંઈક ફેરફાર થયો હતો એટલું એ જોઈ શકતી હતી. જમતી વખતે પૂછવું એને યોગ્ય ન લાગ્યું. જમ્યા પછી નિરાંતે વાત કરીશું એ વિચારે એ મૌન રહી.

"ભાભી !" સવિતાના મુખમાંથી શબ્દ નીકળી પડયો.

"કેમ ?" સવિતા બોલી.

ત્યાં સામેના મકાનમાંથી દોડતાં દોડતાં નવી કાકી આવ્યાં અને સવિતાની તરફ જોઇ બોલ્યાં.

"સવિતા, હાર કેવી રીતે પડી ગયો ? મંદિરમાં જતી વખતે કે આવતી વખતે ?" એક ક્ષણની અંદર પાર્વતી બધી વસ્તુ સમજી ગઈ. હવે સવિતાના ગભરાટનું કારણ એ સમજી શકી. સવિતા પોતાને એ વાત કે'તાં આટલી અચકાશે એમ એણે ધાર્યું નહોતું. એ વાત એને સ્હેજ અસ્વાભાવિક લાગી, પણ હાર જેવો હાર ગુમ થાય એટલે કે'તાં અચકાય એ પણ એટલું જ સ્વાભાવિક પછીથી એને લાગ્યું.

સવિતાએ પાર્વતીના સામું જોયું. નવી કાકીના પ્રશ્નનો એ ઉત્તર ન આપી શકી. જવાબમાં માત્ર આંખોમાંથી દડદડ અશ્રુઓ સરી પડયાં. પાર્વતીએ એ જોયું અને તુરત જ એની પાસે જઇ બોલી :

"એમાં રડે છે શું ! હાર તે એવી કયી મોટી વસ્તુ છે કે જેના જવાથી આપણે હારી બેસવાના છીએ. આજે એ ગયો તો કાલે આપણે બીજો કરાવશું. હાર ખોવાયો એમાં રડવાનું

કંઈજ કારણ નથી." બોલતાં પાર્વતીએ સવિતાને છાની રાખવા પ્રયત્ન કર્યો.

"એમાં રડે છે શું મૂઈ! તારી ભાભી તને મારી નાખવાનાં નથી! થવાની વસ્તુ થઈ ગઈ પણ હવે વાત તો કર કે હાર ગયો કેવી રીતે?" સવિતાનો વાંસો થાબડતાં નવી કાકી બોલ્યાં.

સવિતાએ બધી વાત કહી. વાત પરથી પાર્વતી જોઈ શકી કે હારનું ગુમ થવું એ સ્વાભાવિક હતું. એટલા બધા ટોળામાં થઈને પસાર થતાં ગળામાંથી કોઈક હાર સરકાવી લે તો ખબર પણ ન પડે. મોટી વયની સ્ત્રીઓ પાસેથી પણ ઘણી વખત આવી રીતે ઘરેણાં ગુમ થાય છે તો પછી સવિતા તો હજી બાળક કહેવાય એટલે એની નજર બહાર ઘરેણું ગુમ થાય તો એને એની જાણ પણ ન જ પડે. સવિતાનો જરાયે દોષ નથી છતાં બિચારી કેવી ઓશિયાળી બની ગઈ છે! એ વિચારે પાર્વતીને સ્હેજ લાગી આવ્યું. સવિતાની પાસે બેસીને એણે એનો વાંસો હળવે હળવે પંપાળ્યો. સવિતાથી રે'વાયું નહિ. પાર્વતીના ખોળામાં માથું મૂકી એ ધ્રુસકે ધ્રુસકે રોઈ પડી. અંતે ખૂબ સમજાવ્યા પછી એ શાંત રહી.

નવી કાકી આ બધું જોઈ રહ્યાં. પાર્વતી ખરાબ નહિ હોય, એ માયાળુ હશે એ બધુંયે એ સમજતાં હતા. પણ એનામાં આટલી બધી માયાળુતા હશે એની નવી કાકીને કલ્પના સરખી પણ નહોતી. ભાભીના હૃદયમાં નણંદને માટે આટલો બધો પ્રેમ હોય છે એ જોઈ એમને નવાઈ ઉપજી. એમને આ પરિસ્થિતિમાં એકલાં રાખવાં વધારે સારું છે એથી પાર્વતી–સવિતાને એ જ પરિસ્થિતિમાં મૂકી એ ચાલ્યાં ગયાં.

કેટલાક દિવસ પછી મોહનને જ્યારે હાર ગુમ થયાની

ખબર પડી ત્યારે એના આશ્ચર્યનો પાર ન રહ્યો. પાર્વતી પોતાનાથી પણ આવી વાત અજાણ રાખે છે એ જાણી એને આનંદ થયો. ઘરની આવી બાબતો પોતાનાથી અજાણ રહે એ જ એ ઇચ્છતો હતો. અને એની એ ધારણા આજે પાર પડી એમાં એ પોતાનું અહોભાગ્ય સમજતો હતો.

"સવિતાના લગ્ન માટે વિચાર કરવો જોઈએ." એક વખત મોહન અને પાર્વતી એકલાં પડતાં મોહને પાર્વતીને કહ્યું.

"તમે કોઈને ધ્યાનમાં રાખ્યો છે કે નહિ? મને પૂછ્યા વિના જો જો તમે પસંદગી કરી ન નાખતા!" પાર્વતી બોલી.

મારી નજરમાં તો કોઈ આવતું નથી પછી પસંદગી કરવાની ક્યાંથી રહે! આપણી જ્ઞાતિમાં અત્યારે મને એવા ચાર પાંચ જણ માલૂમ પડે છે. પણ એમાંથી કોઈયે બરાબર ધ્યાનમાં આવતો નથી. કોઈ ભણેલો છે તો એને પૈસાના વાખા છે. કોઈ પૈસાવાળો છે તો એને અને કેળવણીને વાખા છે. મને કંઈ સમજ પડતી નથી શું કરું."

"સમજ ન પડતી હોય તો હાથ ધોઈ નાખો. હું શોધી કાઢીશ. છોકરીને માટે મુરતિયો શોધવો એમાં શી વાર? આપણી જ્ઞાતિમાં મુરતિયાની ક્યાં ખોટ છે? તમને પાંચ છ નજરમાં આવે છે પણ મારી નજરમાં તો ઘણા છે. માત્ર તમારી રજાની રાહ જોઉં છું. બોલો છે મંજૂર?" પાર્વતી બોલી.

"મંજૂર! મંજૂર! તારી ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. મુરતિયા માટેની તારી પસંદગી ઉત્તમ જ હશે એમાં કહેવાપણું નહિ રહે એની મને ખાત્રી છે." મોહન બોલ્યો.

"ત્યારે ભલે! આજથી તમે ચિંતા ન કરતા. એની જોખમદારી હું મારે શિરે લઉં છું." બોલી સવિતાના લગ્નની જોખમદારી પાર્વતીએ લીધી.

ઘણી ઘણી શોધની પછી પાર્વતીએ મુરતિયાને નક્કી કર્યો. મુરતિયો દૂરની સગાઈ એ ગણતાં એનો ભાઈ થતો હતો એટલે પાર્વતી એના સ્વભાવ, ગુણ, વગેરેથી જાણકાર હતી. એ મુંબાઈ યુનિવર્સીટીનો ગ્રેજ્યુએટ હતો અને એક બૅંકમાં માસિક રૂપિયા દોઢસોના પગારે હેડક્લાર્કની નોકરી કરતો હતો. બાપદાદાની સંપત્તિ પણ ઠીક ઠીક હતી. રુપ, રંગ, સ્વભાવ, સંપત્તિ બધું જ સવિતાને ગોઠી ગયું. મોહનને કાને વાત નાખી પાર્વતીએ સવિતાનો વિવાહ એની સાથે નક્કી કર્યો અને લગ્નતિથિ પણ ચોક્કસ કરી નાખી ખૂબ ધામધૂમ સાથે સવિતાના લગ્ન એની સાથે કરી નાખ્યાં.

× × ×

આજે સવિતા એને સાસરે જવાની હતી. સવારથી તૈયારીઓ ચાલી રહી હતી. પાર્વતી જાતે જ બધું તૈયાર કરવાના કામમાં ગૂંથાઈ હતી. સવિતા બાજુમાં જ ઊભી રહી હતી.

"પેલી સાડી લાવ તો!" પાર્વતીએ સવિતાને કહ્યું.

સવિતા તે લાવવા ગઈ. "અને પેલી પણ સાથે લેતી આવજે." પાર્વતી બોલી.

"બીજી કઇ?" સવિતાને એ વિષે સમજણ ન પડતાં એણે પાર્વતીને પૂછ્યું.

"પેલી કિરમજી રંગની છે તે." પાર્વતી બોલી.

"પણ એ તો તમારી પ્રિયમાં પ્રિય સાડી છે ભાભી! પછી તમે શું કરશો? રે'વાદો મારે ચાલશે." સવિતાએ તે પાછી મૂકતાં પાર્વતીને કહ્યું.

"નારે ના! મારે એ નથી જોઈતી. મારી પ્રિયમાં પ્રિય વસ્તુ જ પ્રિયમાં પ્રિય માણસને આપું છું અને મારે માટે એ ઓછો સંતોષ નથી." પાર્વતી બોલી.

સવિતાએ અનિચ્છા દર્શાવી અને ખૂબ આનાકાની કરી પણ છેવટે એણે એ સાડી લેવી જ પડી.

"ગાડી બહાર આવીને ઊભી રહી છે." મોહને જણાવ્યું.

"પણ હજી તો અમે સામાન તૈયાર કરીને પણ પરવાર્યાં નથી. હજી તો કેટલુંયે બાકી રહી ગયું છે." પાર્વતી બોલી.

"તો એ જલદી પતાવી નાખો! નહિતર પછી ગાડી નહિ મળે." મોહન બોલ્યો.

સામેના ઓટલા પર એકત્ર થયેલી મહોલ્લાની સ્ત્રીઓ ખૂબ ઈંતેજારીપૂર્વક ઘરમાં શું થતું હતું તે જોઈ રહ્યાં હતાં. પાર્વતીની સવિતા તરફની મમતા જોઈને એ છક થઈ ગયાં હતાં. સાચે જ એમાં એમને કોઈ દૈવીપ્રેમનો ભાસ થતો હતો. બાકી આમ બનવું એ તો દુર્લભ છે એમ તેઓ માનતાં હતાં.

આખરે સવિતા તૈયાર થઈને આંગણામાં આવી ઊભી રહી. પાર્વતી પણ એની સાથે જ હતી.

"ભાભી જાઉં છું" ટપકતાં આંસુએ સવિતાએ પાર્વતીને નમન કરતાં કહ્યું.

પાર્વતીનું હૃદય પણ ભરાઈ આવ્યું. પણ અત્યારે એને એ ખાલી કરવાનો સમય નહોતો; એથી સવિતાને વધુ દુઃખ થશે, એમ સમજી ભારે હૃદયે એણે માત્ર ડોક હલાવી રજા દીધી.

સવિતાએ બળદગાડીમાં બેસવાને પગ ઉપાડયો અને ઝાંઝર ઝણુક્યાં. બળદગાડી ઉપડી અને નવી કાકીને બીજાં પાડોશીઓને છેવટનાં જય જય કરી સવિતાએ વિદાય લીધી. નવીકાકીને અને પાડોશણોને તે દિવસનો પ્રસંગ યાદ આવ્યો જ્યારે તેઓ પાર્વતીના આગમન વખતે એકત્ર થયાં હતાં. છેવટે બળદગાડી નજર બહારગઈ અને પાર્વતી એ તરફ છેવટની નજર નાખી ઘરમાં–

ચાલી ગઈ. એનાથી હવે વધુ વખત બહાર ઊભું રહી શકાય એમ નહોતું.

અને નણંદ ભોજાઇની વાતો કરતું અને સવિતાના ઉજ્જવળ ભાવિ વિષે અનુમાન કરતું મહોલ્લાનું બૈરકમંડળ પોતાનું અનુમાન ખોટું પડયું છે એ વિષે ચર્ચા કરતું એક પછી એક વિખેરાઈ ગયું.

# આપઘાત

કિશોરને આવે આજે ચાર દિવસ થઈ ગયા હતા છતાં વિમળા તેને મળવા જઈ શકી ન હતી. એની સાસુ એને એવી રીતે કામમાં રોકી રાખતી કે કેમે કરી કિશોરને મળવા જવા માટેનો સમય જ મળતો નહિ. કામ મૂકીને જો એ કિશોરને મળવા જાય તો સાસુજી વઢવાની એને ભારે બીક હતી.

વિમળાને સાસરે આવે એક વર્ષ થઈ ગયું હતું. તે ભણેલી હતી. સાસુજીને કેમ રાજી રાખવાં, એમની આજ્ઞાનું પાલન કેમ કરવું તે સર્વ એ જાણતી હતી. પોતાની સાસુને રાજી રાખવા તે ખૂબ પ્રયત્ન કરતી. એમની આજ્ઞાનું ઉલ્લંઘન ન થાય એ માટે

તે ખૂબ કાળજી રાખતી. તેમ છતાં કોણ જાણે શાથી કદાપિ પણ એની સાસુનો રોષ એના પરથી ઉતર્યો હોય તેમ જણાતું નહિ. હંમેશાં કંઈને કંઈ બહાને વિમળાને એ વઢતાં.

વિમળા ધનિક કુટુંબના માબાપની એકની એક લાડકી પુત્રી હતી. અને ધનિક કુટુંબની પુત્રી હોઇ જો કે એ અમુક કામોથી ટેવાયેલી નહોતી તેમ છતાં એની સાસુ જે કંઈ કામ બતાવે તે બધું હોંશે હોંશે તે કરતી. છતાં એની સાસુ અને જેઠાણી જાણે એ એક નોકરડી ન હોય તેવી જાતનું વર્તન એની સાથે રાખતાં. ભણેલી–કેળવાયેલી છોકરી એ ક્યાં સુધી સહન કરે ? 'પતિદેવ આવશે ત્યારે એમની પાસે મારાં દુઃખ રડીશ ' એ આશાએ એ મહિનાઓથી એના પતિના આવવાની રાહ જોઈ રહી હતી. મહિનાઓની રાહ જોયા પછી ચાર દિવસ થયાં એનો પતિ ઘેર આવ્યો હતો છતાં એને મળવાને એ શક્તિમાન થઇ નહોતી. એથી એને ભારે દુઃખ થતું હતું. જળ વિનાની માછલીને જેટલી જળમાં જવાની તીવ્ર ઈચ્છા થાય એટલી જ તીવ્ર ઇચ્છા વિમળાને એના પતિને મળવાની હતી. પણ દુર્દૈવે તે મળી શકી નહોતી. બિચારી વિમળા ! કામમાં એનું ચિત્ત ચોંટતું નંહોતું પણ શું કરે ?

રાત્રિના આઠ વાગ્યા હતા. કિશોર ફરીને આવ્યા પછી વાળુ કરી પોતાના ઓરડામાં આવી તે દિવસનું દૈનિક પેપર વાંચતો આરામખુરશીમાં પડયો હતો ત્યાં વિમળા આવીને આરામ ખુરશીની પાછળ ઊભી રહી. પેપરમાં પડછાયો પડતાં કિશોર ચમકયો. પાછળ જોયું તો વિમળાને ઊભેલી જોઈ.

"કેમ વિમુ, કંઇ અત્યારે કામ નથી ?" સહેજ બેદરકારીથી કિશોર બોલ્યો.

"તમને તો કામની જ પડી છે ને ! આજે કેવી રીતે

મળવા આવી શકી છું તેની ખબર છે? ચાર ચાર દિવસ અહીં આવે થયા છતાં વિમુને મળવાની જાણે કંઈ પડી જ ન હોય. વિમુને શું થાય છે તેની કાંઇ ખબર છે?" અંતરનો ઉકળાટ ઠાલવતાં વિમુ બોલી.

બિચારો કિશોર! આવ્યો ત્યારથી જ વિમુને મળવાની એને ઇચ્છા હતી. હમણાં વિમળા આવશે કરી કેટલીયે વાર તેણે વિમળાની રાહ જોઇ હતી. પરંતુ કંઈ ખાસ કામમાં રોકાઈ હશે એમ ધારી એ વિષે એણે વિચાર કર્યો નહતો. આજે ચાર દિવસે એ મળવા આવી ત્યારે એને સ્હેજ ચિઢાવવાનું મન થયું.

"પણ વાત શી છે?"

કિશોરની બેદરકારી વિમળાને ખૂંચી. આટલે વખતે મળ્યા પછી પણ કિશોર આટલી બેદરકારી બતાવશે એવું એણે ધાર્યું નહોતું. કિશોર આવશે અને મારા હૈયાની આગ એની પાસે ઠાલવીશ. અને એ પ્રેમજળથી મારા હૈયાની આગ બુઝાવીશ એવા કંઇ કંઈ તરંગો વિમળાએ ઘડયા હતા. એ સર્વ આજે સરી જતા હોય એમ એને લાગ્યું. કિશોરની બેદરકારી એણે સાચા રૂપમાં માની લીધી. પોતાને વિષે કિશોરને કંઇ જ પડી નથી એમ એને ઠસી ગયું અને એથી વધુ રોષે ભરાઈ વિમળા બોલી:

"વાત શું વળી! એસ્તો! જોતા નથી આ શરીર! આવી હતી ત્યારે કેવી હતી? તેમ છતાંયે મારી કોને પડી છે? તમને કંઈ દરકાર નથી, તમારી માતાને નથી. બધાંને મન આજે હું અકારી થઇ પડી છું. બધાંને મારે વિષે શું ભૂત ભરાયું છે તે સમજી શકતી નથી."

વિમળા પોતાની મશ્કરી કરે છે એમ કિશોરને લાગ્યું. જો કે વિમળાનું શરીર પહેલાં જેટલું સુદૃઢ નહોતું. એના શરીરમાં નબળાઈ જણાતી હતી. પણ માંદગીને કારણે એમ બન્યું હશે

એમ કિશોરે માની લીધું. કોઈનો આવવાનો અવાજ સંભળાયો અને વિમળાને વધુ ચિઢવવા કિશોર બોલ્યો:

"જો કોઈ આવે છે. કાલે મળવા આવજે. આપણી વાતચીતની ખબર બાને પડશે તો તારી અને મારી બંનેની ધૂળ કાઢી નાખશે."

કિશોર જેમ જેમ વિમળાને ચિઢવવા પ્રયત્ન કરતો હતો તેમ તેમ વિમળા વધુ ને વધુ ગુસ્સે થતી હતી. બા ધૂળ કાઢી નાખશે એ સાંભળતાં એનું હૈયું ચિરાઈ જતું હતું. જે કિશોર પહેલાં પોતાને વ્હાલથી બોલાવતો, કામને અંગે કોઈ દિવસ જો વિમુથી મળી શકાયું ન હોય તો એ વિહ્વળ બની જતો, ઘણી વખત બા એને લઢતાં છતાં એની એ પરવા ન કરતો; તે આજે આમ કેમ ? ભૂતકાળનાં સ્મરણોએ વિમળાના મગજને ઘેરી લીધું. એ જ વિચારો એના મગજમાં રમી રહ્યા. અને એ મગજનું સમતોલપણું ગુમાવી બેઠી:

"હજી તમને બાની બીક લાગે છે? બા વઢશે એમ ધારી મારી વાત સાંભળવા તૈયાર નથી એમ? જો તમે જ આવું કરશો તો પછી મારી શી સ્થિતિ? મારી કોઈ પણ સંભાળ લેનાર હોય તો તે તમે અને........?"

"પણ બાની આમન્યા રાખવી જોઈએ ને? બાના જોતાં આપણે વાત કરીએ તો એને કેવું લાગે? એની લાગણીનો આપણે વિચાર કરવો ન જોઈએ?"

કિશોરને મશ્કરી કરવામાં મઝા પડતી હતી. વિમળા જેમ જેમ વધુ ગુસ્સે થતી હતી તેમ તેમ એમાં એને કંઈ અનેરો આનંદ મળતો હતો.

"તે આમન્યા તમારે રાખવી હોય તો રાખજો. આજે કેટલાય વખતથી મારા અંતરમાં જે દાહ બળી રહી છે તેની કોને

પડી છે? આખા ઘરમાં હડધૂત ગણાઉં છું. પિતાને ઘેર જવાની વાત કરું છું ત્યારે એને સહુ હસી કાઢે છે. તમારી પાસે આવીને મારું અંતર ઠાલવું છું પણ તમે તે સાંભળવા તૈયાર નથી." આટલું કહેતાં તો વિમળાની આંખમાંથી આંસુડાની ધાર સરી પડી. તે ઊભી રહી શકી નહિ. ધબ કરતાં બેસી ગઈ.

"તમે હતા ત્યાંસુધી તો શાંતિ હતી. તમારાં ભાભી અને બા મારી પ્રત્યે ખૂબ લાગણી દર્શાવતાં. એમનો સર્વનો મારા પ્રત્યેનો સદ્ભાવ જોઈ મને લાગ્યું કે તમારો વિયોગ મને સાલશે નહિ. પરંતુ તમારા ગયા પછી કોણ જાણે શું થયું કે વાતાવરણ ઉલ્ટું થઇ ગયું. જે સાસુ મને પોતાની પુત્રીની પેઠે રાખતાં, જે જેઠાણી મને પોતાની નાનીબેન જેવી ગણતાં; તે એકાએક બદલાઇ ગયાં. સાસુજી કંઇ ને કંઇ બ્હાને મને વઢતાં, જેઠાણી મારે વિષે બાને કંઈ ભંભેરતાં, ત્યારથી વર્તન બદલાયું. એક ચાકરડીની જેવી મારી ગણત્રી થવા લાગી. જમવાનું પણ હંમેશાં પાછળથી જ આપવામાં આવતું. તે દિવસો પછી કદી મને તાજુ ખાવાનું મળ્યું હોય એવું સાંભરતું નથી. પરિણામે મારી તબિયત લથડતી ગઇ. આજે કેટલાયે દિવસથી હું તાવથી પિડાઉં છું છતાં કોઇને મારી દવાની પડી નથી."

સવારનો સમય હતો. મંદિરેથી દર્શન કરી હમણાં જ સાસુજી ઘેર આવ્યાં હતાં. આગલે દિવસે ઘરમાં દરેકને ઉપવાસ હોવાથી રમેશને ભૂખ લાગી હતી. બાને ઘરમાં પ્રવેશતાં જોઇ આંગણામાં રમતો રમેશ એમની પાસે દોડી ગયો અને ખાવાનું માગ્યુંઃ "જા તારી બા આપશે." કહી રમેશને જવા જણાવ્યું.

"ના બા ! વિમુ કાકી આપશે. એમને કહું કે મને ખાવા આપે?"

મારું નામ સાંભળતાં જ બા ચમકી ઊઠયાં. તુરતજ રમેશને એક ધોલ લગાવી દીધી. દોડતો દોડતો રમેશ મારી પીઠ પાછળ ભરાયો અને મારો ખભો પકડી ઊભો. રમેશને મારી પાસે ઊભેલો જોતાં બાનો મિજાજ ગયો અને મારી પાસે આવી બોલ્યાં: "ચાલ રમેશ, સામે જુએ છે કે નહિ?" રમેશ એમનો એમજ ઊભો રહ્યો. કંઇ જવાબ ન મળતાં મારી નજીક આવી એક બીજો ધબ્બો રમેશના બરડામાં લગાવ્યો. રડતો રડતો રમેશ આંગણામાં દોડી ગયો. તે પછી મારા પ્રત્યે જોઇને બા બોલ્યાંઃ

"જો વિમુ, તારે છોકરાંને બહુ ફટાવવાં નહિ. મારા ઘરમાં એવા લાડ નહિ ચાલે. છોકરાંને મારા કહ્યા વિના કંઈ પણ ખાવાનું ન આપવું."

હું તો અવાક્ જ બની ગઇ. મારે લીધે બિચારા રમેશને એ ધબ્બા ખાવા પડયા. નાનું બાળક! એનો શો દોષ? રમેશને મેં ફટવ્યો! હા, ઘણી વખત જ્યારે હું કામથી કંટાળી ગઈ હોઉં, આખું ઘર ખાવા ધાતું હોય તેમ લાગે, ક્યાંયે આનંદનું નામ જણાતું ન હોય ત્યારે મારા મનને હળવું કરવા હું રમેશને બોલાવું છું. એને રમાડું છું અને સારી સારી વાતો કહું છું. એને સ્લેટ પેન લઇ લખતાં શિખવાડું છું અને એમાંથી જે કંઈ આનંદ મળે તેથી મારું મન સહેજ હળવું થતું. બિચારો રમેશ પણ હંમેશ મારી પાસે આવતો. એને મારી સાથે ઠીક ગમતું. મને પણ એને લીધે ઠીક મઝા મળતી. એ પણ બાથી ન ખમાયું? એ વિચારો મારા મગજમાં રમી રહ્યા હતા. બા ઘરમાં જતાં આંખનાં આંસુ લુછતો રમેશ મારી પાસે આવ્યો. મેં એને મારા હૈયા સરસો ચાંપ્યો. પ્રેમથી એક ચુંબન કર્યું અને એનો વાંસો પંપાળ્યો.

"કાકી! તમારી પાસે આવવાની બા કેમ ના પાડે છે?

તમારું નામ દઉં છું ત્યારે બા કેમ વઢે છે? પણ કાકી હવે બા નહિ આવવા દે તો પણ હું તમારી પાસે આવીશ. બા નહિ જાણે તેવી રીતે આવીશ. કાકી! આજે પેલી શિવાજીની વાત કહેશો ને?"

"કહીશ હોં! હમણાં હું પૂંજો કાઢી લઉં પછી આવજે" કહી રમેશને ઘરમાં મોકલ્યો. એનું નિર્દોષ મુખડું, બાળકની નિર્દોષતા મને ખૂબ ગમે છે. કેટલો નિર્દોષ છોકરો! અને એને મારે લીધે આટલું સહન કરવું પડે! ક્યાંય સુધી બેસી રહી. આખરે ભાન ન રહ્યું અને જમીન પર કેટલાય વખત સુધી નિશ્ચેતન પડી રહી. રમેશે જઈને બાને જણાવ્યું. પરંતુ મારી કોઈને પડી નહોતી. ક્યારે ઊઠી હઈશ તેની ખબર નથી પણ ઊઠી ત્યારે સાવરણી એમની એમ પડી હતી. પૂંજો જેટલો કાઢ્યો હતો તેટલો બાકી હતો. ઘરનાં સર્વ જાણતાં હતાં કે હું અશક્ત હતી છતાં કોઈએ મારી ખબર સરખી પણ ન લીધી. અંતે મારે જ પૂંજો કાઢવો પડ્યો.

વિમળા જ્યારે પોતાની કથની કિશોર પાસે કહી રહી હતી ત્યારે બીજી બાજુ એના નામની બૂમો પડતી હતી. વિમુ! વિમુ! કરતી કિશોરની માતા એના ઓરડા પાસે આવી પહોંચી. ઓરડાનું બારણું ખોલી અંદર પ્રવેશ કરે તે પહેલાં જ વિમળા બીજા બારણામાં થઈને પસાર થઈ ગઈ. કિશોરની માતાએ વિમળાને જતાં જોઈ પણ વિમળા જાણે આવી જ ન હોય તેમ તે બોલી:

"કિશોર, વિમળા આવી હતી કે?"

વિમળા અને કિશોર બંને એકત્ર થાય એ કિશોરની માતાને રુચતું નહોતું. વર-વહુને એકત્ર થવાની જરૂર એમને લાગતી નહોતી. પોતાની હાજરી હોવા છતાં બંને મળે, એ જાણે એમના મોભાને ઉતારી પાડનારું ન થતું હોય એમ એમને લાગતું હતું.

એને માટે ઘણીવાર કિશોરને ઝઘડવું પડ્યું હતું, પણ ઝઘડાનો અંત આવ્યો જ નહોતો. એટલે કિશોરને જવાબ આપવો ઠીક ન લાગ્યો. તે મૌન જ રહ્યો.

કિશોર તરફથી જવાબ ન મળવાથી એની માતા ગુસ્સે થઈ અને બોલી:

"શેનો બોલે, વહુને ચઢાવી મારી છે! કોઈના કહ્યામાં પણ રહેતી નથી! એ તો ઠીક છે. આ તો હું છું પણ બીજાનું શું?"

"પણ બા એમાં મને શું કહે છે? એમાં મારો શો વાંક છે?" આખરે કિશોરથી મૌન ન સહેવાયું અને બોલ્યો.

"તારો વાંક નહિ ત્યારે કોનો? મારો? આ જોને અત્યારે તારી પાસે આવીને શું ને શું ભરવી ગઈ! જાણે અમને તો કંઈ ખબર પડે છે કે ઘરમાં શું થાય છે? પણ એ જાણતી નથી કે આટલી ઘરડી ઉંમરમાં ય અમે જાણીએ છીએ." જાણે સાસુઓને બધું જ કરવાનો હક ન હોય તેમ પોતાનો હક સાબિત કર્યો અને વિમળા આવીને શું કહી ગઈ તે જાણવાને કિશોરને પૂછ્યું:

"પણ કિશોર, તને આવીને એ શું કહેતી હતી?"

"કંઈ નહિ બા! એ તો અમસ્તી જ અહીં આવી હતી." અને કિશોર વધુ બોલે તે પહેલાં એની બા બોલી ઊઠી:

"કંઈ નહિ, ખરું ને? કિશોર, તું પણ અમારે ઘરડે ઘડપણમાં ધૂળ મેળવે છે નહિ? એ શું કહી ગઈ હશે, એ તો હું બધું જાણું છું. ઘરનું બધું મારાથી કંઈ અજાણ્યું છે? એ તો ઘરસંસાર ચલાવવો હોય તો બધું યે સહન કરવું પડે. ખાવાનું મોડું યે થાય અને વહેલું ય થાય. ટાઢું ખાવુંયે પડે, બધું જ કરવું પડે."

"પણ બા! વિમુનું શરીર આમ કેમ થયું છે? એનું શરીર સાવ નબળું પડી ગયું છે. કંઈ દવા કરાવતાં નથી!"

"એને તો બધુંયે થશે. કામમાં જેનું ચિત્ત ન ચોંટે એને બધુંયે થાય. આ મને કેમ કંઈ થતું નથી? દવા શું કરાવવી છે? એ તો એમને એમ મટી જશે." કિશોરની બા બોલી.

"પણ બા, દવા ન કરાવીએ એ કંઇ ચાલે? દવા ન કરાવી એનું જ આ પરિણામ છે. શરૂઆતથી દવા કરાવી હોત તો તબિયત આટલી ખરાબ ન થાત." કિશોર બોલ્યો.

"આ તમે દવા દવા કરી રહ્યા છો. અમારા વખતમાં દવા ને બવા કંઇ જ ન હતું. અને દવા કરાવે શો ફાયદો? આ આપણા પાડોશી નૈતમને તાવ આવતો હતો તે કેટલાયે પૈસા દવા પાછળ વેડફી નાખ્યા છતાંયે ન મટ્યું અને મરી ગયો. માટે આપણે એ ન પાલવે. ઇશ્વર ઉપર ભરોંસો રાખવો. જે થાય તે ખરું." નવું તત્ત્વજ્ઞાન સમજાવતાં હોય તેમ બોલ્યાં.

કિશોર મગજ ગુમાવી બેઠો. વિમળાની વાત એને સાચી લાગી. ઘરનાં માણસોએ એને સતાવવામાં બાકી રાખી નથી એ એને સમજાયું. તેથી સહેજ ગુસ્સો પ્રદર્શિત કરતાં એ બોલ્યો:

"પણ બા, મરે છે માટે એની દવા ન કરાવવી એવું કંઈ બને? કોઇ જગાએ એવું બને છે? ઉગતા રોગની દવા કરવી જોઇએ.

"બેસ બસ હવે! આવ્યો મોટો ડહાપણ કરવા. તને શી ગમ! ઘર કેમ ચલાવવું, સંસારમાં કેમ રહેવું, તેની કંઇ ગમ છે? આવ્યો શિખામણ આપવા! જરૂર પડશે ત્યારે તને પૂછવા આવીશું!" કહેતાં એની બા ઓરડામાંથી ચાલી ગઇ.

## ૩

તેની બીજી સવારે કિશોર પોતાના અંગત કામસર ચાલ્યો ગયો હતો. પરંતુ કિશોરની બાએ કિશોર ચાલ્યો ગયો એમ સાચે-સાચ માની લીધું.

કિશોરના ઘરની સ્થિતિ સાધારણ હતી. એના મોટાભાઈ વિનોદરાય એની પર ખૂબ પ્રેમ રાખતા હતા. કિશોરને ભણાવવાની એમને ખૂબ હોંશ હતી. સામાન્ય પગાર અને તે પર ઘરનાં બધાં માણસોનો નિભાવ હતો છતાં કષ્ટ વેઠીને પણ એમણે કિશોરને ભણાવ્યો હતો. આ વર્ષે જ કિશોરે એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી હતી અને હવે વકીલાત ક્યાં કરવી એ માટે વિનોદ-રાયની સલાહ લેવા આવ્યો હતો.

સાંજ પડી. ઑફિસેથી આવ્યા બાદ વિનોદરાય વાળુ માટે રસોડામાં ગયા. કિશોરને એમણે ન જોયો એટલે કિશોર ક્યાં ગયો છે એવું એમની પત્નીને પૂછ્યું. પણ કંઈ જવાબ ન મળ્યો. ત્યાં એમનાં બા આવી પહોંચ્યાં. એમણે કિશોર સંબંધી ગઈ કાલની હકીકત કહી.

ઘરમાં કંકાસ ચાલેલો એની જાણ તો વિનોદરાયને હતીજ પણ એ કંકાસથી આત્માને વધુ દુઃખ થશે એ ઇચ્છાથી જ અત્યાર સુધી એમણે મૌન સેવ્યું હતું. રમેશ દ્વારા વિમળા સંબંધી હકીકત એ જાણુતા હતા. પણ ઘરનું ગાડું જ્યાંસુધી સરળ રીતે ચાલે ત્યાંસુધી ચલાવવું એમ ધારી અત્યારસુધી એમણે કંઇ ચોખવટ કરી નહોતી. પરંતુ હવે એમને લાગ્યું કે કંઈ કરવું જોઈએ.

"પણ બા, વિમુની કંઈ દવા કરાવતાં નથી? વિમળા માંદી છે એમ મને કહ્યું કેમ નહિ? અને માંદી છે ત્યારે એની પાસેથી કામ શા માટે લો છો?" વિનોદરાય બોલ્યા.

"આ તમારા ઘરમાં આવું છે. બાકી ક્યાંયે દવાનું નામ સાંભળ્યું નથી. માંદા પડે ને સાજા થાય, એમ જ ચાલે. વળી એમાં દવા શું?"

"વાહ!" વિનોદરાય બોલ્યા. એમને જમવાનું પણ ન ભાવ્યું. જેમ તેમ જમી લઇએ પોતાના ઓરડામાં ચાલ્યા ગયા.

ઘરનો કલહ કેમ ટાળવો એ વિચારો એમના મગજમાં રમી રહ્યા. એ રાત્રે એમને પૂરી ઊંઘ પણ ન આવી.

બીજી સવારે વિનોદરાય પાસેના શહેરમાં જઈ એક ડૉક્ટરને બોલાવી લાવ્યા. ડૉક્ટર ઘેર આવ્યા ત્યારે કિશોર પણ ઘેર આવી ગયો હતો.

"કેમ કિશોર, ક્યાં ગયો હતો ?" વિનોદરાયે પૂછ્યું.

"એ તો મારા એક મિત્રનો પત્ર આવ્યો હતો એને મળવા ગયો હતો."

"એમ ! ચાલો ઠીક થયું." વિનોદરાય બોલ્યા.

"પણ આ ડૉક્ટર કોને માટે લાવ્યા ?" કિશોરે આશ્ચર્ય પામી પૂછ્યું.

"વિમુને તાવ આવે છે તેને તપાસવા માટે."

ડૉક્ટર સાથે બંને ઘરમાં ગયા. કિશોરની બાએ વિમળાને બોલાવી. પણ ક્યાંયથી એ આવી નહિ. આખા ઘરમાં એની બા ફરી વળી પણ ક્યાંય એનો પત્તો ન મળ્યો. ખોળાખોળ થઈ રહી. અંતે બંને ભાઇ કિશોરના ઓરડા પાસે આવી પહોંચ્યા. બારણું ખોલ્યું તો વિમળાને પડેલી જોઇ. નિશ્ચેતન ચતીપાટ પડી હતી. મોઢામાંથી ફીણ નીકળતું હતું. ડૉક્ટરે શરીર તપાસ્યું. નાડી તદ્દન બંધ થઈ ગઇ હતી. એમને એમ મૃત્યુ થયું નથી પણ વિષ ખાવાથી મૃત્યુ થયું છે એમ ડૉક્ટરે જણાવ્યું.

આખા ઘરનાં માણસો ટોળે વળી ગયાં. વિમળાએ ઝેર ખાઇને પોતાનો દેહ તજ્યો છે એ બીના સર્વત્ર ફેલાઈ ગઇ અને થોડીવારમાં તો વિનોદરાયના ઘર પાસે એક નાનકડું ટોળું જમા થઈ ગયું. કિશોર ટેબલ પાસે ગયો. ટેબલ પર પોતાના નામનો પત્ર જોયો. તેણે તે તુરત જ લીધો.

હવે શું થાય ? થવાનું હતું તે થઇ ગયું. વિમળા હવે આ

સંસારમાં રહી ન હતી. આખરે એના શબને સ્મશાનમાં લઇ જઈ અગ્નિદાહ દેવાયો. એ પછી દિવસો વહી ગયા.

વિમળાને મરી ગયે આજે સાત દિવસ થઇ ગયા. વિમળાના મરણુની લાગણી કિશોર વિના બીજા કોઇને થતી નહોતી. કિશોર એ સઘળું જોઇ રહ્યો હતો. પણ હવે શું ?

વિમળાના મરણ સમયનો પત્ર અત્યંત કરુણ હતો. એ પત્ર એણે વાંચ્યો, વારંવાર વાંચ્યો; પણ એમાંથી એના દિલને શાંતિ ન મળી. પત્રમાં નીચે મુજબ હતું:

પ્રિય કિશોર,

સામાજિક બંધનોથી હું કંટાળી ગઈ હતી. તમારી માતા મારી સાથે એવી જાતનું વર્તન રાખતાં હતાં કે જેથી મને દુઃખ થયા વિના ન રહે. વગર ગૂને, નિર્દોષ હોવા છતાં એ ક્યાંસુધી સહન કરવું એ મને સમજાતું નહોતું. છતાં તમારી રાહ જોઇ, તમારી પાસે મારા દુઃખની કથની કરી મારું હૃદય હળવું કરીશ એ આશાએ તમારી રાહ જોઈ. તમે આવ્યા અને મારી કથા મેં તમને વિદિત કરી. પણ એ કહેવામાં પણ મેં દોષ ન કર્યો હોય તેમ તે પછી પણ મને સતાવવામાં બાકી રાખી નહોતી. એ શી રીતે સહન થાય ?

ઇશ્વરે મારું હૃદય એટલું કઠોર બનાવ્યું નથી. વગરગૂને કઠોર વેણુ સાંભળવાનું મને શિક્ષણ મળ્યું નથી. એ ગૂંચ કેમ ઉકલે તેનો માર્ગ મને ન મળ્યો. અંતે હું આ માર્ગ પર આવી. એ માર્ગ પર જતાં મને જરાય સંકોચ થતો નથી. પણ તેથી તમારે શું ? મારા જેવી વિમળાઓ તમને મળી રહેશે. એટલે તમારે દુઃખી થવાનું ન હોય. પણ છેવટે એટલું કહેવાની રજા લઉં કે એ વિમળાઓની મારા જેવી સ્થિતિ ન થાય એ માટે સાચવજો અને એટલું થશે તો મારા મરણુની કિંમત યથાર્થ

ગણાશે. મને ખાત્રી છે કે મારા મરણથી કોઇને દુઃખ થવાનું નથી; પરંતુ તેની મને પરવા નથી. હું તો હવે નિશ્ચિંત થઇ છું. દુઃખમાંથી છૂટી છું. પ્રભુ તમને સુખી રાખો.

લિ. તમારી
વિમળા

કિશોરને પોતાની બેદરકારીનો હવે ખ્યાલ આવ્યો. પોતાની બેદરકારીથી વિમળાએ આવું સાહસ કર્યું એમ હવે એને લાગતું હતું. પણ હવે તેથી શું?

વિમળાનો પત્ર એટલો લાગણીભર્યો હતો કે કિશોરને શું કરવું તે સુઝયું નહિ. કોણ જાણે તે શાયે નિર્ણય પર આવ્યો તે જણાયું નહિ.

તે પછી એ ઘરમાંથી ચાલ્યો ગયો હતો. સાચેસાચ ચાલ્યો ગયો હતો. ઘરનાં બધાંને લાગ્યું કે એ પાછો આવશે. પરંતુ દિવસો વીત્યા, મહિનાઓ વીત્યા છતાં એ ઘેર પાછો ફર્યો નથી. વિનોદરાયે ઘણી તપાસ કરાવી પણ ક્યાંયે એનો પત્તો નથી મળતો.

# સરયુ

સરયુને કૌમારજીવનની અભિલાષા હતી. નાનપણથી જ એને લગ્ન પ્રત્યે તિરસ્કાર નહિ પણ અભાવ તો હતો જ. ક્યારેક ક્યારેક એ કૌમારજીવન વિષે ખૂબ વિચારો કરતી. પરંતુ પોતાના એ વિચારો હજી અધુરા તો નહિ હોય ને! જેને વિષે પોતે પૂર્ણ તૈયારી કરે છે તેનાથી પોતાની અધોગતિ તો નહિ થાય ને! એની એને ખૂબ બીક રહ્યા કરતી હતી. તેથી એને માટે તે ખૂબ વિચારશીલ રહેતો.

ત્યારે એ બાર વર્ષની હતી. રાત્રિના બાર વાગ્યા હતા. પડોશના ઘરમાં લગ્ન હતું. ગોર મહારાજ લગ્નવિધિ કરાવતા હતા.

છોકરો સાત વર્ષનો હતો, છોકરી ચાર વર્ષની હતી. લગ્ન એટલે શું, એ આટલી નાની વયે બંને શું સમજે ?

રાત્રિ ઘણી વીતી ગયેલી હોવાથી છોકરાને ઊંઘ આવતી હતી. એના પિતાને સુવા લઇ જવા એ જણાવતો હતો. પરંતુ એના પિતાએ એને કંઈ લાલચ આપી અને છોકરો શાંત બેઠો હોય એમ જણાયું. બીજી બાજુ છોકરીની પણ એ જ દશા હતી. એણે પણ ઊંઘ આવતી હતી. એક વખત એણે પોતાની પાસે બેઠેલાને સુવા લઇ જવા જણાવ્યું. પણ એણે કંઈ દાદ ન દીધી. ત્યાં છોકરીની મા એની પાસે આવી પહોંચી. મા આવતાં સુવા લઇ જવા જણાવ્યું. એની માએ એને સમજાવી પણ છોકરીએ કંઈ માન્યું નહિ. એણે તો સુવા જવાની રઢ લીધી. છોકરીની માએ જોયું કે રંગમાં ભંગ પડશે. એને બીજો કંઇ ઉપાય ન સુઝયો. છોકરીની સામે એણે આંખ કાઢી અને મારવાની ધમકી બતાવી. છોકરીને લાગ્યું કે જો સુવાની વાત કરીશ તો મા મારશે એ બીકે એ બિચારી શાંત રહી. મોડી રાત્રે લગ્નવિધિની સમાપ્તિ થઈ.

સરયુ આ બધું જોઇ રહી હતી. લગ્નવિધિ થઈ રહ્યા પછી એ ઘેર જઈ સૂઇ ગઇ પણ ઊંઘ ન આવી. લગ્ન શું એ પૂરેપૂરૂં એ સમજતી નહોતી; તેમ છતાં એને વિષે આછો આછો કંઇક ભાસ હતો. એના કુમળા મગજમાં અનેક તર્કવિતર્કો થવા લાગ્યા. આવાં લગ્નો એ એક જાતની મશ્કરી નથી ? એને શંકા થઈ. બાળકને ભૂખ ન હોય. ખાવાની ઇચ્છા ન હોય, ખાવાનું માગતું પણ ન હોય છતાં તેની માતા એને જોર જુલમથી ખવડાવે એ કેટલું બેહૂદું લાગે છે ? તેટલાં જ બેહૂદાં આવાં લગ્નો લાગતાં નથી ? એ વિચારો કરતી કરતી આખરે તે નિદ્રાવશ થઇ ગઇ.

પ્રભાતમાં જ્યારે એ ઊઠી ત્યારે એની માતા ન્હાઇ ધોઇ

પરવારી ઘરનું કામકાજ કરતી હતી. એણે પણ જલદીથી દાતણ-ક્રિયાથી પરવારી ન્હાઈ લીધું. ત્યાં તો એની માતાએ એને બોલાવી અને એક થાળીમાં ચોખા આપી તે સાફ કરી લાવવા જણાવ્યું. ચોખા વીણતાં વીણતાં સરયુએ એની બાને ગઈ કાલના લગ્ન વિષેની વાત કરી.

"તારે પણ હવે પરણવું પડશે."

આકાશમાંથી વીજળી પડે અને માનવી-હૃદયમાં કેટલો સખત ધ્રાસકો પડે છે તેટલો જ ધ્રાસકો પરણવાની વાત આવતાં સરયુને લાગ્યો.

"ક્યારે બા?" જાણવાની આતુરતાથી સરયુએ પૂછ્યું.

"હમણાં તો નહિ, પણ થોડા વખત પછી."

હવે વાર્તાલાપ આગળ વધારવો સરયુને યોગ્ય ન લાગ્યો. કદાચ કાચું કોળું કાપી બેસાશે એ બીકે એણે વાત ફેરવી નાખી. પરંતુ તે પછી કદી સરયુએ એની બા સાથે લગ્નની વાત કરી નહોતી.

૨

ગુણવંતરાયનું કુટુંબ સંસ્કારી ગણાતું. જ્ઞાતિમાં એમના કુટુંબની ઉચ્ચ કુટુંબોમાં ગણત્રી થતી. ગુણવંતરાય કેળવાયેલા ગૃહસ્થ હતા. બી. એ., ની પદવી મેળવ્યા પછી એક શાળામાં તે આચાર્ય તરીકેનું કામકાજ કરતા હતા. ગુજરાતના ગણ્યા ગાંઠ્યાં અધ્યાપકોમાં તેમની ગણત્રી થતી હતી.

ગુણવંતરાયનાં પત્નીનું નામ સુશિલા હતું. સુશિલા જો કે બહુ ભણેલી નહોતી છતાં સાવ અભણ નહોતી. નાનપણમાં ભણવાની શરુઆત કરેલી. પરંતુ જ્યારે એ પાંચમું ધોરણ ભણતી હતી ત્યારે એની માતા મરણ પામી. ઘરમાં મોટું બીજું કોઈ નહિ હોવાથી ઘરનું કામકાજ એને માથે આવી પડયું. ઘરકામ-

કાળમાંથી તે પછી એક ધોરણ તે આગળ જઇ શકી હતી. એણે છ ધોરણ પાસ કર્યાં હતાં. ગુણવંતરાય જેવા સાથે લગ્નગ્રંથિથી જોડાયા પછી તેનામાં કંઈક પ્રગતિ થઈ હતી. તેનો સ્વભાવ ખૂબ માયાળુ હતો. તે પ્રેમાળ હતો પરંતુ સમાજના જૂનાં રૂઢિબંધનોની આછી આછી છાપ એનામાં જણાતી હતી.

સરયુ આવા સંસ્કારી માબાપની પુત્રી હતી--એકની એક પુત્રી હતી. નાનપણથી જ બંને તેને લાડ લડાવતાં હતાં તેઓ તેને એક પુત્રની જેમ ગણતાં, અને એવી જ રીતે રાખતાં.

ગુજરાતમાં કેટલીક જ્ઞાતિઓમાં છોકરીઓ આફત રૂપ થઈ પડે છે. જ્ઞાતિના કેટલાક રિવાજો એવા હોય છે કે જેથી છોકરીના બાપને એનું સર્વસ્વ એની પાછળ હોમી દેવું પડે છે. ભૂલે-ચૂકે જેને ત્યાં બે ચાર છોકરીઓ હોય તેનું તો આવી જ બન્યું; એના બિચારાના ભોગ જ મળ્યા. એ કદી ઊંચો આવતો નથી છોકરીના લગ્ન પાછળ પોતાનું સર્વસ્વ હોમી દેવા છતાં પણ એનો આરો આવતો નથી. એટલે છોકરીઓ એમને અકારી થઇ પડે છે. છોકરી જન્મે છે ત્યારે એમના મનમાં એક ઠંડી કંપારી વછૂટે છે. છોકરીના તરફ શરૂઆતથી જ બેદરકારી બતાવવામાં આવે છે. પત્થરની જેમ ટીચાતાં ટીચાતાં છોકરી જીવી તો ઠીક, ને મરી જાય તો તેથી એમને શોક થતો નથી. કેટલીક જગાએ તો છોકરીઓને કેળવણીથી પણ વંચિત રખાય છે.

પરંતુ ગુણવંતરાયને તેમ નહોતું. તેમની જ્ઞાતિમાં જ એ જાતની પદ્ધતિ નહોતી; હોય તો પણ એમના સ્વભાવમાં એટલી કડકાઇ નહોતી; સરયુની કેળવણી માટે એ નાની હતી ત્યારથી જ એમણે વિચાર કર્યો હતો. સરયુ છ વર્ષની થઈ ત્યારે એને શાળામાં ભણવા મૂકી. પંદરમે વર્ષે એણે સાતમું ધોરણ પસાર કર્યું. સરયુને આગળ ભણવાની ઇચ્છા થઈ, અને એ માટે એના પિતાને એણે

વાત કરી. પણ સુશિલાને સરયુ હવે આગળ ભણે એ યોગ્ય ન લાગ્યું. એટલે હમણાં તો એ વાત મુલતવી રહી. ગામમાં બેનોનો એક વર્ગ ચાલતો હતો તેમાં સરયુ જતી હતી.

માબાપને મોટામાં મોટી ચિંતા હોય તો તે છોકરીને પરણાવવાની. છોકરી જન્મે ત્યારથી જ એને માટે એ હંમેશાં વિચાર કરતી હોય છે. છોકરીની ઉમ્મર અમુક થઇ જાય અને જો એને પરણાવવામાં આવી ન હોય તો તે આકુળ-વ્યાકુળ બની જાય છે. છોકરી રહેજ મોટી થઈ જાય તો સમાજમાં પોતાનું સ્થાન ઉતરી પડે છે; પોતાના કુળને લાંછન લાગે એમ તેઓ માને છે. સરયુની ઉમ્મર હવે સત્તર વર્ષની થઇ હતી. એટલે હવે એને પરણાવવાની જરૂર હતી.

૩

દિનકર અમદાવાદમાં રહેતો હતો. એક વર્ષ પહેલાં જ એણે મુંબઇમાં એલ. સી. પી. એસ. ની પરીક્ષા પસાર કરી ડૉકટર થયો હતો. અને અમદાવાદમાં જ એક ખાનગી દવાખાનું ખોલી પ્રેક્ટીસ કરતો હતો. એક વર્ષમાં ડૉકટર તરીકેની એણે સારી નામના મેળવી હતી. હવે એનું દવાખાનું જામી ગયું હતું.

દિનકર હમણાં અમદાવાદથી ઘેર આવ્યો હતો. તેની પત્નીના મરણથી તે શોકાતુર દેખાતો હતો. પત્નીના એકાએક મરણથી તેના હૃદયને આઘાત પહોંચ્યો હતો. તેને અમદાવાદમાં રહેવું ગોઠયું નહિ. હતાશ થયેલા મનને સ્થળફેર કરવાથી દિલાસો મળશે એ આશાથી તે પોતાને ગામ આવ્યો હતો.

સુશિલાને દિનકર ગમી ગયો. તેની ઉમ્મર અઠ્ઠાવીસ વર્ષની હતી. જ્યારે સરયુ સત્તર વર્ષની હતી. એટલે બંનેની ઉમ્મરમાં બહુ ભારે ફેર નહોતો. વળી આ પહેલાં સુશિલાએ બીજા યુવકોની તપાસ પણ કરી હતી. પરંતુ કોઇ વધારે ભણેલો ન હોય તો

કોઈ સ્હેજ શ્યામળો હોય. કોઇ ભણેલો અને જ્ઞાનવાન બંને હોય તો તેની પાસે પૈસા ન હોય. દિનકર પાસે બધુંય હતું. તે ભણેલો હતો, રૂપવાન હતો અને પાસે સારો પૈસો પણ હતો. એટલે બધી જ રીતે એ યુવક સુશિલાને ગમે એમાં અસ્વભાવિક નહોતું. સરયુએ દિનકર સાથે પરણવાનું નક્કી કર્યું.

પરંતુ અત્યારે તે પરણવાની હા પાડશે કે કેમ તેની સુશિલાને શંકા હતી. કારણ કે તેની પત્ની હમણાં જ મરણ પામી હતી. તેમ છતાં સુશિલાએ તેનું મન જાણી લેવાનો નિશ્ચય કર્યો. તેણે કોઇની દ્વારા દિનકરને પૂછાવડાવ્યું. સુશિલાની શંકા સાચી પડી. દિનકરે પરણવા માટે ચોકખી ના પાડી હતી. પણ સુશિલા એથી કંઇ નવાઈ પામી નહિ. તેને ખાતરી હતી કે દિનકર અત્યારે શોકાતૂર દશામાં છે એટલે જ ના પાડે છે. પણ મરણનો ઘા રુઝાશે ત્યારે જરૂર તે પરણવાની હા પાડશે. તેથી એ વાત એણે દબાવી રાખી.

સરયુ કુમારિકા હતી. કૌમારમાંથી યૌવન મંદિરમાં પ્રવેશતી હતી. યૌવન મંદિરનાં પગથિયાં ચઢવાની હજી તેણે શરુઆત કરી હતી. ભગવાન સવિતાનારાયણ દિવસના પરિશ્રમથી શ્રમિત થઈ પોતાના આવાસમાં જ્યારે પાછા ફરે છે ત્યારે આકાશરૂપી વસ્ત્ર પરિધાન કરતી સલુણી સંધ્યા મંદ મંદ પગલે આવે છે. એના બદનપર લાલાશ તરવરી આવે છે. માનવીના હૈયાં એને જોઇ ઠરે છે. એને જોઇને ઘડીભર માનવીના મુખપર પણ લાલાશ તરવરી આવે છે. સરયુના બદનપર સંધ્યાની આછી લાલાશ જણાઈ આવતી હતી. યૌવન મંદિરમાં પ્રવેશ કરતી હોવા છતાં યૌવનનો જે ઉન્માદ, યુવાનીનો જે તનમનાટ થાય છે, તે એનામાં દેખાતો નહોતો. યૌવન જ્યારે આવે છે ત્યારે દેહમાં એક ઓર જાતનો તનમનાટ લાવે છે. એના દેહમાં એક જાતનો વિકાર ઉત્પન્ન થાય

છે કે જ્યારે મનને વશ રાખવું કઠિન થઇ પડે છે. એ વિકારથી પર જે થઇ જાય છે તે તેમાં દેહની સૌંદર્યતા સાચવી શકે છે. સરયુએ એ પળ વીતાવી હોય. એમ લાગતું હતું. સરયુની દેહમાં એની એ જ કોમળતા હતી, એની એ જ સૌન્દર્યતા હતી. એની ચાલવાની ગતિમાં કોઇ યૌવનની મસ્તી કે એની બીજી કોઇપણ રીતભાતમાં નહોતું કોઈ યૌવનનું ઉચ્છૃંખલપણું.

પ્રભાત હમણાં જ ફૂટયું હતું. પૂર્વ દિશામાં તેજનાં કિરણો પ્રગટવાની તૈયારી કરી, સવિતા ભગવાનનારાયણની સ્વારી જગત પર આવવાની છે તેની આગાહી કરતાં હતાં. યૌવનના પાઠ શિખવતી ઉષા થનગન પગલે ચાલી આવતી હતી. તે પણ એક ઉગતી કુમારિકા હતી કૌમારમાંથી જ યૌવનમાં પ્રવેશ કરતી હતી. પણ એનામાં યૌવનનો ઉન્માદ અને તનમનાટ સ્પષ્ટ જણાઈ આવતો હતો. સૃષ્ટિલીલા નિહાળતો દિનકર ચાલ્યો આવતો હતો.

કૂવા પર પાણી સીંચતી એક કુમારિકાને તેણે જોઇ. સૂર્યના આછાં કિરણોનો પ્રકાશ તેના દેહ પર પડતાં એના રૂપમાં કંઇ ઓર જાતનો વધારો થતો હતો. પાણી ખેંચતાં ખેંચતાં તે કુમારિકાના માથાપરથી ઓઢણીનો છેડો સરી પડયો; એક હાથે દોરડું પકડી બીજા હાથે પાણી ખેંચતી એ કુમારિકાની દેહવળોટમાં કોઇ અદ્‌ભુત સૌંદર્ય એણે જોયું. એ રૂપમુગ્ધ બન્યો. સરયુ વિષે એણે વાત સાંભળી હતી. એકાદ વખત એણે જોઈ પણ હતી. પણ તે આટલી રૂપવતી હશે એનો એને ખ્યાલ નહોતો; નહિ તો જ્યારે સુશિલાએ એને સરયુ સાથે પરણવાનું પૂછાવ્યું ત્યારે 'ના' ન પાડત. યુવાનીના તોરમાં તિરસ્કારી નાખેલી માગણીને માટે તેને પશ્ચતાપ થયો.

થોડા દિવસો બાદ દિનકર અમદાવાદ ગયો, પણ ત્યાં એને કાંઇ ગોઠયું નહિ. જીવનનો સઘળો રસ તેને ઉડી જતો જણાયો.

દવાખાનું ચલાવવું, મરી ગયેલી સ્ત્રીના બે છોકરાંની સંભાળ રાખવી, તેમ જ ઘરનું પરચુરણ કામકાજ સંભાળવું આ બધું તેને એકલાને જ સંભાળવું પડતું હતું. એ બધાથી એ કંટાળી ગયો, તેને સ્ત્રીની જરૂર લાગી. અગવડો વેઠવા કરતાં ફરી પરણવું એ એને યોગ્ય લાગ્યું. પરણવાનો નિશ્ચય કરતાં સરયુ તેને યાદ આવી તેથી પોતે સરયુને પરણવાને તૈયાર છે એમ સુશિલાને જણાવ્યું

લગ્નની પસંદગી માબાપોને જ કરવાથી હોય છે. એ પ્રથાથી સમાજને કેટલો ફાયદો થયો છે તે તો હજી જણાયું નથી; પરંતુ એવી પસંદગીઓથી કેટલાયે જીવનમાં કલહનાં બીજ રોપાયાં છે. કંકાસને પરિણામે કેટલીયે યુવતીઓએ આપઘાત કર્યાના દાખલા બન્યા છે. એ પ્રથામાં સ્હેજ ફેરફાર થાય તો ? માબાપો ભલે લગ્નની પસંદગી પોતાને હસ્તે કરે પરંતુ એમાં પરણનારની અનુમતિ લેવાય તો આવું થવાનો સંભવ ન રહે.

અત્યારની લગ્નપદ્ધતિ તો સાચે જ હાસ્યાસ્પદ છે. વરવધૂને પરણાવવાનું જે મુખ્ય અંગ છે તેને વિસારી દેવામાં આવ્યું છે એને બદલે જમણને મુખ્ય અંગ બનાવવામાં આવ્યું છે. અમુક જમણ કરે તો પોતાની વાહવાહ કહેવાય એટલા માટે લગ્નની તૈયારી કરતાં જમણની તૈયારીમાં જ માનવીનો બધો સમય જાય છે. લગ્ન પછી વરવધુનું જીવન રસમય બનશે કે કેમ એની માબાપોને ચિંતા થતી નથી; પણ જમણમાં બે અમુક વાનીઓ કરવાની બાકી રહી જશે તો પોતાનું ખોટું દેખાશે એથી એ લગ્ન કરતાં જમણની ચિંતા વધારે રાખે છે. મુખ્યને ગૌણ અને ગૌણને મુખ્ય બનાવી દેવાની શરૂઆત ક્યારે થઇ હશે? એ વસ્તુ જાણ્યા છતાં પણ એ એ સુધારવામાં ન આવે તો માનવી જાતની માણસાઈ પ્રત્યે આપણને શું લાગે ? કીર્તિની ખોટી ભૂખ છોડી દઈને કીર્તિભૂખ્યો માનવી લગ્નને મહત્વનું સ્થાન આપે તો માનવ જીવન રસમય ન બને ?

માનવ સ્વભાવ એવી રીતે ઘડાયો છે કે પોતે જે કરે છે તે સાચું જ કરે છે, એમાં દોષ હોઇ જ ન શકે. દિનકરની સરયુ સાથે પરણવાની માગણી જ્યારે આવી ત્યારે સુશિલા રાજી થઇ ગઇ, ગુણવંતરાયની અનુમતિ લીધા પછી નક્કી કરવામાં આવશે એમ દિનકરને જણાવવામાં આવ્યું. સરયુની અનુમતિ લેવાની કલ્પના સરખી પણ સુશિલાને ન આવી.

સાંજ પડી હતી. સરયુ બ્હેનોના ખાનગી વર્ગમાંથી હમણાં જ પાછી ફરી હતી. સુશિલાએ સરયુને બોલાવી. પોતાની છોકરી માટે એમણે કેવું સરસ સ્થળ શોધી કાઢયું છે એ જણાવવા સુશિલા ખૂબ ઇંતેજાર હતી. લગ્નની વાત જાણ્યા પછી સરયુ કેવી ખુશી થશે એના કલ્પના તરંગો સુશિલાએ ઘડયા હતા. એથી સરયુ આવી પહોંચતાં પ્રથમ જ પોતાની પાસે બોલાવી.

"તારાં લગ્ન નક્કી કર્યાં."

ધરતી ફાટી ગઇ હોત તો સરયુ એમાં સમાઇ જાત, એમ એને થયું. લગ્નનું નામ સાંભળતાં જ એને કમકમી આવી. પરંતુ બાએ કોની સાથે લગ્ન કર્યાં છે એ જાણવાની એને સહેજ આતુરતા થઇને બોલીઃ "કોની સાથે?" તેના મુખ પર સ્મિતનું નામ સરખું જણાતું નહોતું. વિશાદગ્રસ્ત ચહેરા પરથી લાલાશ ઉડી જતી હતી એમ જણાતું હતું.

"એક ભણેલા ગણેલા છોકરા સાથે. છોકરો બહુ હોંશિયાર છે." સરયુને નામ જાણવાની આતુરતા વધે એટલા માટે સુશિલા નામ ન જણાવતાં બોલી.

'પણ નામ?'

"નામનું તારે શું કામ છે? છોકરો રૂપાળો છે, સારી કમાણી કરે છે, ઘરબાર છે, નોકર ચાકર છે, બધું જ છે. પછી તારે શું જોઇએ? તારે વર સાથે કામ છે કે નામ સાથે!"

"પણ એનું નામ તો કહે !"

"લે...દિનકર. પેલો અમદાવાદમાં ડૉક્ટરનું કામ કરે છે ને ! જેની સ્ત્રી હમણાં મરી ગઈ તે."

"પણ બા ! એણે ના પાડી હતી ને ?".

પ્રથમવાર જ્યારે સુશિલાએ એની સાથે લગ્નની માગણી કરી હતી ત્યારે એણે ચોકખી ના પાડી હતી. એ વાત સુશિલાએ દબાવી રાખ્યા છતાં સરયુ જાણી ગઇ હતી.

"પણ શું કરે બિચારો ! બે છોકરાં, ઘરમાં કોઇ રાંધનાર નહિ, કોઇ ઘર સંભાળનાર નહિ, કંટાળી ગયો. ફરી પરણે નહિ તો બીજું શું કરે ?"

"ત્યારે તો એ એનાં છોકરાં સાચવવા અને ઘર સંભાળવા માટે જ પરણે છે એમ જ ને ?"

"ના. એમ નહિ."

"ત્યારે બીજું શું ? પરણ્યા પછી છોકરાંને રાખવાં, કોઈ છોકરું રડતું હોય તો છાનું રાખવું, રસોઈ કરવી, ઘર સંભાળવું, પરણતા પહેલાં જે એ કામ કરતો હતો તે પરણે એટલે એને કરવાનું."

"હારતો, પરણિયે એટલે બધું જ કરવું પડે ને ?"

"એ તો હું યે સમજું છું પરણિયે ત્યારે બધું જ કરવું પડે. પણ જ્યારે તેં એને પહેલી વખત કહેવડાવ્યું ત્યારે એણે કેમ ના પાડી હતી ? તે વખતે એને પરણવું ન હતું ? પરણવાની જરૂર તે વખતે એને નહોતી લાગી ? આ તો ભાઈસાહેબ છોકરાંથી કંટાળી ગયા હશે, જાતે રસોઈ કરવી ફાવતી નહિ હોય, કે રસોઈઓ હશે તો સ્વાદિષ્ટ ખાવાનું નહિ મળતું હોય એટલે કંટાળી ગયા હોય એમ લાગે છે. એટલે હવે પરણવાનું મળતું

હોય તો શા માટે ન પરણવું એ ઇચ્છાએ એ ભાઇસાહેબે કહેવડાવ્યું છે, નહિ?"

"સરયુ! તું વધારે પડતું બોલે છે."

"પણ ત્યારે તું મને સમજાવને! એક આયા અને રસોયણ તરીકે તું મને પરણાવવા ઇચ્છે છે, એ જ અર્થ થાય ને? મને તો એમાં બીજો કંઇ અર્થ લાગતો નથી. જે માણસ એક વખત લગ્ન કરવા ના પાડે છે અને બીજી જ પળે પોતાની મુશ્કેલી જોતાં પરણવા તૈયાર થાય છે. એ માણસ પ્રેમ ખાતર પરણતો નથી, પણ પોતાની મુશ્કેલીઓ દૂર થાય એટલા માટે જ પરણે છે. એવા સ્વાર્થી માણસને પરણવા કરતાં જન્મભર કુંવારા રહેવું હું વધારે પસંદ કરીશ."

"એ કંઈ ન ચાલે! માબાપ જેની સાથે લગ્ન કરે તેની સાથે છોકરીએ પરણવું જોઈએ."

માબાપોના એ હક્ક કબૂલ ન કરતાં સરયુ બોલી: "તો એ મારાથી બની શકશે નહિ. એ છોકરાને કહેવડાવજે કે છોકરીઓ કોઈ બજારની વસ્તુ નથી કે જ્યારે ખરીદવી હોય ત્યારે ખરીદી શકાય. પ્રેમ એવી વસ્તુ નથી કે જ્યારે મેળવવો હોય ત્યારે મેળવી શકાય. એની પાછળ બલિદાન આપવાં પડે છે." એમ કહેતાં તે ત્યાંથી ચાલી ગઇ.

"કેટલી ઉદ્ધત છોકરી! ગમે તેમ બોલતાં એને શરમ પણ આવતી નથી! માબાપ તો એને મન શાકભાજી હોય એમ માને છે. આજનું ભણતર જ એવું હોય છે ને!" સરયુને ભણાવી એમાં સુશિલાનો દોષ લાગ્યો. "બસ ભણ્યાં એટલે થઇ રહ્યું! વ્યવહારમાં કેમ રહેવું એની કંઇ ચિંતા છે?"

"આ તો મને થયું કે પેલી રમા કેટલી સુખી છે? એને

ત્યાં નોકર ચાકર, હરવા ફરવા માટે ગાડી ઘોડા બધી જાતનું સુખ છે. સરયુને પણ એવો વર મળે તો કેવું સારું? છોકરી બિચારી સુખી થાય. દિનકર ભણેલો છે, રૂપાળો છે, ઘરબાર છે, નોકર ચાકર છે, હરવા ફરવા માટે ઘોડા ગાડી છે, બધું જ છે. એને ત્યાં શી ઉણપ છે? એક વખત ના પાડેલી પણ હવે તો એણે બિચારે હા પાડી છે. પણ સરયુને ક્યાં પડી છે? માબાપને જાણે એ દુશ્મન જ લેખતી હોય એમ લાગે છે. ઠીક છે. એની જાતે ઠેકાણે આવશે." સરયુ સાંભળે એ રીતે બોલી. સાંજ પડી હતી તેથી ઘરમાં આવી દીવાબત્તી કરી.

તે રાત્રે સરયુને ઊંઘ ન આવી. ઓરડામાં આવી વાંચવા બેઠી. પણ વાંચવામાં એનું ચિત્ત ન ચોંટયું. તે બહાર ગઈ. બહાર પણ ન ગોઠયું. પાછી ઓરડામાં આવી વાંચવામાં ચિત્ત પરોવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ દીવો જ એને કારમો દુશ્મન લાગ્યો. એની સળગતી જ્યોત જોતાં એના મનની સળગતી હોળીને વેગ મળતો હોય એમ એને લાગ્યું. દીવો હોલવાતાં એના હૃદયને સહેજ શાંતિ મળશે એમ એને થયું. એણે ફાનસને હોલવી નાખ્યું. અને આરામ લેવા માટે ખાટલા પર જઈ સૂતી ને વિચારોમાં પડી.

બ્રહ્માએ નર અને નારી સર્જ્યાં. નર અને નારી સર્જીને એણે હાથ ધોઈ નાખ્યા. નર અને નારી શા માટે સર્જાયાં તે એ બંને પર એણે છોડી દીધું. માનવી સ્વાર્થી છે. પોતાના સ્વાર્થને ખાતર ગમે તે માની લેવાને તૈયાર થાય છે. પોતાની લોલુપતાને–વિષયવાસનાને ખાતરજ નારીને સર્જવામાં આવી એમ એણે માની લીધું. સરયુની વિચારમાળા આગળ ચાલી નારી એ વિષયવાસનાનું અંગ બન્યું. લગ્નસંબંધ એટલે નર અને નારી વચ્ચે વિષય વાસનાનો સંબંધ. પણ પછી

શું ? બસ એટલેથી જ એ વસ્તુ અટકે છે ? એનો અંત એટલેથી જ આવી જાય છે ? એ માનવીએ ન વિચાર્યું.

એમાં બ્રહ્માનો શો દોષ ? માનવી પોતાના સ્વાર્થને ખાતર ગમે તેમ માની બેસે ત્યારે એના દોષની ટોપલી બ્રહ્માપર શા માટે ઓઢાડિયે ? પણ માનવી કુદરત જેવો બને તો કેવું સારું ? કુદરતે ગુલાબના છોડને કાંટાળો બનાવ્યો, પણ એના ફૂલને તો એવું ને એવું જ કોમળ રાખ્યું. રખે એ ફૂલની કોમળતા કરમાઇ જાય એટલા માટે કુદરત કેટલી સાવધ રહે છે ? એટલો જ સાવધ માનવી રહેતો હોય તો ? નારીની પવિત્ર દેહને ગુલાબના ફૂલની જેમ વિકસવા દેતો હોય તો ? ગુલાબનું ફૂલ વિકસીને કેટલી સુગંધી અર્પે છે ? તેમ નારી પોતાની પવિત્ર દેહની કોમળતા સાચવીને પોતાની દેહ વિકસાવે તો માનવીને એમાંથી કોઇ અનેરી સુગંધ ન મળે ?

* * *

કેળવણીનો દોષ લાગતાં સુશિલાએ ત્યાર પછી સરયુને ભણવા જતી અટકાવી. અભ્યાસ કરવાનું બંધ થતાં સરયુને ગામમાં જવાનું પણ બંધ જ થયું. હવે સુશિલા કદી સરયુને એકલી ગામમાં મોકલતી નહિ. સરયુને ગામમાં જવું હોય તો નોકરને સાથે મોકલતી.

સરયુનો અભ્યાસ બંધ કરવામાં આવતાં તેને ઘરમાં જ ગોંધાઇ રહેવું પડતું. પ્રવૃત્તિમય માણસની પ્રવૃત્તિ એકાએક અટકી જાય છે ત્યારે તે ખૂબ વિચાર કરતો થઇ જાય છે. બહારની બીજી પ્રવૃત્તિઓ બંધ થતાં માનસિક પ્રવૃત્તિઓ મનમાં જાગ્રત થાય છે. તેના મનમાં અનેક વિચારો રમી રહ્યા.

માનવીની રસવૃત્તિની અજબ પ્રકારની હોય છે. એક વસ્તુની પાછળ એનું લક્ષ દોરાયું ત્યાર પછી એ જ વસ્તુની પાછળ એનું

લક્ષ ચોંટવાનું. એ વસ્તુની પાછળ પોતાના મનની ચંચળતા દાખવે, ત્યાં જ પોતાનું લક્ષ સ્થિર રાખે. અને એમાંથી કંઈક મળ્યા પછી જ એ એનો કેડો મૂકે.

સરયુને પણ એમ જ હતું. તે કદી કૌમારજીવનના વિચારોથી કંટાળતી નહિ. જેમ જેમ એને વિષે એ વિચારો કરતી તેમ તેમ એમાંથી એને કંઈક મળતું હોય એમ લાગતું. પણ એ વિચારો કદી કંટાળો આપતા નહિ.

ગિરીશ એનો એક સ્નેહી હતો. નાનપણથી જ ગુણવંતરાયના કુટુંબ સાથે પરિચય હોવાથી ધીમે ધીમે એ પરિચય વધતો ગયો ને ગિરીશ એમના કુટુંબનો જ એક માણસ બની ગયો. ગુણવંતરાય એને પુત્રની જેમ રાખતા. સુશિલા પણ માતાના જેવો પ્રેમ એની પર રાખતી. સરયુ તેને પોતાના ભાઇ તરીકે લેખતી. ઘરનાં કોઇ પણ માણસ પાસે સરયુએ દિલ ખોલ્યું હોય તો તે ગિરીશ પાસે. કેટલાયે વખત એણે ગિરીશ પાસે પોતાના દિલના ઉભરા ઠાલવ્યા હતા. પોતાનું અંતર ઠાલવવામાં જ્યારે સરયુનું હૈયું કબજે ન રહેતું, ત્યારે એ બાળકની જેમ રોઇ પડતી. ગિરીશની આંખમાં પણ ત્યારે ઝળઝળિયાં આવી જતાં. ગિરીશ સરયુની બધી વાત સમજતો હતો. તેની એ પ્રશંસા પણ કરતો હતો. પણ એની વાત સમજનારા આ સમાજમાં ભાગ્યે જ થોડા હશે એમ તે માનતો હતો. પોતાના જીવંત આદર્શો પાર પાડવા સરયુને ખૂબ શોષવું પડશે એમ તે માનતો હતો; પણ એને એ વસ્તુ સમજાવવા જતાં એના હૃદયને સખ્ત આઘાત પહોંચે એવી તેને બીક હતી. કદાચ એ વસ્તુ સમજાવતાં એ કંઈનું કંઇ કરી બેસે એમ એને લાગતું હતું તેથી એનાં કલ્પનાતરંગોમાં એને ઉડવા દેવું જ ગિરીશને યોગ્ય લાગ્યું હતું.

સરયુની બહારની બધી જ પ્રવૃત્તિઓ અટકાવી દેવામાં આવી ત્યારે ગિરીશને સ્હેજ દુઃખ થયું. એથી એ ભાવનાશીલ છોકરીને સખ્ત આઘાત પહોંચશે એમ એને લાગ્યું. કોઈ પણ ઉપાયે તેનો અભ્યાસ તો ચાલુ રહેવો જ જોઇએ એમ એને થયું. અને કયે રસ્તે એનો અભ્યાસ ચાલુ રહે એ વિશે વિચાર એ કરવા લાગ્યો.

અજિત ગિરીશનો એક મિત્ર હતો. તે અમદાવાદમાં રહેતો હતો. કોઇ વખત તે ગિરીશને મળવા ગુણવંતરાયને ત્યાં આવતો. એટલે ગુણવંતરાય તેમ જ સુશિલા બંને તેને પિછાનતાં હતાં. આજે તે અમદાવાદથી જ અત્રે આવ્યો હતો. જમ્યા બાદ બંને સરયુના ઓરડામાં જઇ કેરમ રમવા લાગ્યા. કેરમ રમતાં રમતાં ગિરીશે તેને સરયુ વિષે વાત કરી. આથી બંનેએ એક યોજના ઘડી કાઢી

બંનેએ એક દિવસ નક્કી કર્યો. તે દિવસે સરયુએ સ્ટેશન પર આવવું. જ્યાં હું [ અજિત ] એની વાટ જોતો ઊભો રહીશ. તે પછી બંને જણુ અમદાવાદ જઇશું અને ત્યાં જઇ વનિતા વિશ્રામ કે એવી કોઈ બીજી બહેનોની સંસ્થામાં સરયુને અભ્યાસ માટે મૂકશું, એમ નક્કી કર્યું. સરયુએ પણ તે કબૂલ કર્યું.

તે દિવસ આવી પહોંચ્યો. સવારમાં સરયુ વહેલી ઊઠી. ન્હાઈ ધોઇ પરવારી લીધું. સુશિલા દર્શન કરવા મંદિર ગઈ હતી. ગુણવંતરાય એક શેઠને ત્યાં ટ્યુશન આપવા ગયા હતા. ઘરમાં સરયુ એકલી જ હતી. ભારે હૈયે તે સ્ટેશન પર જવા તૈયાર થઈ ગઈ. રાત્રે લખેલો પત્ર પિતાજીના ટેબલ પર મૂકી, સ્ટેશન તરફ ચાલી નીકળી. પોતાની સાથે એક જોડ કપડાં સિવાય તેણે બીજું કંઇ જ લીધું ન હતું. સ્ટેશન તરફ ચાલી જતી હતી છતાં એનું લક્ષ તો પાછળ જ હતું. કોઇ એને જોઈ જતું તો નથી ને ! એથી વારંવાર તે પાછળ દૃષ્ટિ નાખતી હતી. ધડકતે હૈયે તે

સ્ટેશને આવી પહોંચી. સ્ટેશને આવતાં કોઈ જ તેને જોઈ શક્યું નહોતું તેથી એના મનને કંઈક શાંતિ મળી. અજિત સ્ટેશન પર તેની વાટ જોતો ઊભો હતો. સરયુ આવી પહોંચતાં અમદાવાદની બે ટિકિટ કઢાવી બંને જણુ ગાડીમાં બેસી ગયાં.

અગીઆર થયા. નિશાળનો વખત થવાથી ગુણવંતરાય જમવા આવ્યા. જમતાં જમતાં એમણે સુશિલાને પૂછ્યું: "સરયુ ક્યાં ગઈ છે ?"

સુશિલા અવાક્ બની. અત્યાર સુધી એમ સમજતી હતી કે સરયુ એને પિતાને કહીને ક્યાંક ગઈ હશે. પરંતુ ગુણવંતરાયને પણ એ કહેતી ગઈ નથી. કંઈક અમંગળ થયું હોય એવો એને ભાસ થયો.

"મને ખબર નથી. હું તો જાણતી હતી કે સરયુ તમને કહીને ગઈ હશે. હશે! જ્યાં ગઈ હશે ત્યાંથી હમણાં આવશે." ગુણવંતરાયને ચિંતા ન થાય તેમ સાવચેતીથી એ બોલી.

જમી પરવારી ગુણવંતરાય પોતાના ઓરડામાં આવ્યા. ખીંટીએ ટાંગેલો કોટ ઉતારતાં તેમણે ટેબલ પર દૃષ્ટિ નાખી તો પોતાના નામનો કાગળ જોયો. કાગળ સરયુનો હતો. એમાં નીચે પ્રમાણે લખ્યું હતું:

પૂજ્ય પિતાજી,

જીવનમાં કદીપણુ જો મેં તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હોય તો તે આજે. એથી મને ભારે સંકોચ થાય છે. શરમ પણુ આવે છે. હું મારી માનસિક પ્રગતિને અર્થે જ જાઉં છું. તમે મારી અભ્યાસની પ્રવૃત્તિ અટકાવી, એ માટે જો મેં રજા માગી હોત તો પણુ તે ન મળત એમ મને લાગ્યું, એટલે જ આટલું સાહસિક પગલું મ્હેં ભર્યું છે.

મારું નૈતિક અધઃપતન તો નહિ જ થાય એ વિશે ખાત્રી રાખજો. આપણા કુળને કલંક આવે એવું પણ હું કંઈ જ નહિ કરું એ માટે પણ નિશ્ચિંત રહેજો. એવા કોઇપણ કારણસર મેં આ પગલું લીધું નથી એ ધ્યાનમાં રાખજો.

ક્યાં જાઉં છું તે સ્થળ બતાવું તો જે અર્થે જાઉં છું તે પાર ન પડે એવી ભીતિ મને રહે છે એટલે જ સ્થળ દર્શાવ્યું નથી.

મારી બાને જણ્યા પછી દુઃખ થશે; પણ મારે માટે શોક ન કરે એમ જણાવશો.

લિ. તમારી પુત્રી

સરયુના દંડવત્ પ્રણામ.

પત્ર વાંચ્યા પછી ગુણવંતરાયને સ્હેજ દિલગીરી થઈ. સરયુએ આ ઉતાવળું પગલું ભર્યું હતું એમ એમને થયું સુશિલાને બોલાવી પત્ર વાંચી બતાવ્યો. સુશિલા પણ અચંબો પામી. અત્યાર સુધી એની પર જે બંધન રાખ્યું હતું તે બદલ એને પસ્તાવો થયો. હવે જો સરયુ આવે તો એને અભ્યાસ કરવા દઉં એમ એને થયું. પણ હવે તો એ બધા વિચાર કરવા નકામા હતા.

સરયુને માટે બીજી રીતે તો તે નિશ્ચિંત હતી, પણ આવી રીતે જવાથી પોતાને ઘણી મુશ્કેલી પડશે એવી એમને ચિંતા હતી એટલે આ વાત દબાવી રાખી સરયુ બહારગામ ગઈ છે એમ બહાર જણાવ્યું.

છના ટકોરા થયા અને અમદાવાદના સ્ટેશન પર ગાડી આવીને ઊભી રહી. અજિત અને સરયુ બંને ગાડીમાંથી ઉતર્યાં. ઘોડાગાડી કરી અજિત સરયુને પોતાને ત્યાં લઈ ગયો. કારણ કે હાલને હાલ તો કંઈ બની શકે તેમ નહોતું. રાત્રે જમ્યા બાદ કાલે ક્યાં જવું અને કોને મળવું એ બંનેએ નક્કી કર્યું.

બીજે દિવસે બંને જણ વનિતા વિશ્રામના સંચાલકને મળ્યાં ને અજિતે સરયુ વિષે વાત કરી. કયી પરિસ્થિતિમાં તે ભણવા આવી શકી છે તે પણ જણાવ્યું. પરંતુ સંચાલકે ના પાડી. નાનું એક જ કારણ તેમણે બતાવ્યું કે એના માબાપની સંમતિ વિના લાવ્યા છો એટલે જો હું એને રાખું તો મારે એમનાં માબાપનો ઠપકો સહન કરવો પડે અને કદાચ કોઈ આગળ પગલું તેઓ લે તો તેથી અમારી સંસ્થાને સંડોવાવું પડે. પણ અજીત જાણતો હતો કે વનિતા વિશ્રામમાં તો આવી ઘણી છોકરીઓ ભણતી હતી. એટલે એ મુજબ સરયુને તમારે દાખલ કરવી જ જોઈએ એમ એણે ભારપૂર્વક જણાવ્યું. પણ સંચાલકે ચોકખી ના જ પાડી. આથી તેઓ બીજે સ્થળે ગયાં. ત્યાં પણ એમ જ થયું. તે આખો દિવસ બંનેનો રખડવામાં ગયો પણ કયાંય પત્તો ન ખાધો. આથી બંને કંટાળી ગયાં ને નિરાશ વદને બંને પાછાં ફર્યાં.

સરયુને માટે હવે ઘણો જ કટોકટીનો પ્રસંગ આવ્યો. ઘર છોડી તે અત્રે આવી હતી એટલે માબાપનો રોષ તો તેણે વહોરી લીધેલો જ હતો. હવે જો એ પાછી ઘેર જાય તો એને ખૂબ સોસવું પડે. પણ તે વિના બીજો ઉપાય જ નહોતો. જે થશે તે ખરું એમ વિચારીને એણે ઘેર પાછા ફરવાનો નિશ્ચય કર્યો અને બીજે દિવસે તે પોતાને ઘેર આવવા ઉપડી.

સરયુ ઘેર આવી. તેને ઘેર આવેલી જોતાં માબાપને એક જાતનો આનંદ થયો; પણ ફરીથી તે આવું ન કરે એટલા માટે ગુણવંતરાયે સાવચેતી રાખી. સરયુ પાસેથી તે કયાં ગઈ હતી તે સ્થળ જાણી લીધું ને અજિતનું જ આ કારસ્થાન હોવું જોઈએ, એમ માની એમણે અજિતને એક ઠપકાનો પત્ર લખ્યો. સુશિલાએ જ્યારે એ વાત જાણી ત્યારે એણે તો અજિતને પોતાને ત્યાં પણ

આવવાની મના કરી દીધી. અજિતને એથી જરાયે દુઃખ ન થયું, પણ એક છોકરીને માટે અભ્યાસની કંઇપણ સગવડ થઈ ન શકી તે માટે એને ભારે દુઃખ થયું.

દરિયામાં ભરતી આવે છે અને એ ભરતીનાં પાણી દૂર દૂર સુધી ચાલ્યાં જાય છે. ભરતી બંધ થતાં પાછાં પાણી ઓસરાતાં જાય છે અને ઘડી પહેલાં જ્યાં પાણી પાણી હતું ત્યાં કાદવ કાદવ થઇ જાય છે. એ કાર્યક્રમ તો ચાલુ જ રહે છે. પણ સરયુના જીવનમાં જે ઓટ આવી ગઇ અને એના શરીરમાં જીવનરસની રેલમછેલ થઈ રહી હતી તે અટકી; ફરી એના જીવનમાં એવી ભરતી ન આવી, એના જીવનનો રસ ધીમે ધીમે ઓસરાતો ગયો. તે પછી એનું જીવન કડવું બનતું ગયું. જીવનમાં એને રસ ન રહ્યો.

આજે એને અપાર વેદના થતી હતી. તેનું મુખ નિસ્તેજ દેખાતું હતું, તેનો ચ્હેરો કરમાયેલો હતો, મુઠ્ઠીભર હાડપિંજર શા એના શરીરમાં લોહીનું એક બિંદુ પણ દેખાતું નહોતું. આટલા દિવસની માંદગી દરમિયાનમાં તો તેનામાં પાસું ફેરવવા જેટલી શક્તિ પણ રહી નહોતી.

સરયુના પલંગના એક છેડા પર ગિરીશ બેઠો હતો. 'તારે માટે ત્યાં જ સ્થાન છે. માનવી જગત તારે માટે અનુકૂળ નથી. ત્યાં જ તારા મનોરથો પાર પડશે.' ગિરીશ મનમાં બબડ્યો. સરયુ દેહકષ્ટ સહન કરતી હતી એ એનાથી સહન થતું નહોતું. એ સાજી થવા માટે હવે નિયમિત દવા લે અગર સમુળગી દવા લેવાનું બંધ જ કરે એમ કહી દેવાનું એને મન થયું. એણે સરયુ સામું જોયું. એને જોઈ કમકમી આવી. સરયુ પણ એની તરફ જ જોતી હતી. બંનેની નજર એકત્ર થતાં અશ્રુઓની ધારા ટપકી રહી.

સોનેરી સંધ્યા જગતને વધામણાં દેતી ચાલી જતી હતી.

પૂર્ણિમાનો ચંદ્ર ઊગવાની તૈયારી કરતો હતો. જગતમાં સહુ કોઈ પૂર્ણિમાનો ચંદ્ર જોઈ પોતાનાં હૈયાં ઠારતાં હતાં ત્યારે સરયુ અને ગિરીશ એક બીજાની લાગણીઓ ઊભરાઈ જવાથી પોતાનાં હૈયાં બાળતાં હતાં.

ચંદ્રિકાનું એક કિરણ બારી વાટે સરયુની આંખપર પડ્યું. ભર ઉનાળામાં સૂર્યનું પ્રખર કિરણ આંખપર પડતાં તે કેવી નીચી ઢળી પડે છે તેમ સરયુનાં પોપચાં બિડાઈ ગયાં. ઘડી પછી એણે આંખો ખોલી બારીમાંથી ચંદ્રને જોયો, પણ ચંદ્રિકાએ એના હૈયાને શીતળ ન બનાવ્યું. જ્વાળામુખી ફાટે છે અને ધગધગતો લાવારસ સ્પર્શ થતાં કેટલી વેદના થાય છે, એટલી જ વેદના એણે ચંદ્રને જોઈ અનુભવી.

હૃદયવેદનાની એક ઊંડી આહ્ એના અંતરમાંથી નીકળી, સાથે જીવનદોરી પણ તૂટી. ઉઘડેલાં ચક્ષુઓ બંધ થઈ ગયાં. માત્ર ગિરીશ અને એનું પ્રાણહીન શબ જ ત્યાં રહ્યું.

# સોંપણી

દિનુને દોઢ વર્ષનો મૂકી એની માતા મરણ પામી. એ પછી ત્રણ જ મહિના બાદ એના પિતા માંદા પડ્યા. ખૂબ દવાદારુ કરાવ્યાં પણ કંઈ ફાયદો ન થયો. મરતી વખતે એના પિતાએ મોટાભાઈ રમણિકરાય તથા એનાં ભાભી ઉષાને બોલાવ્યાં અને કહ્યું, " જુઓ, આ બે વર્ષના બાળકને તમારા હાથમાં સોંપણી કરું છું. એને સ્હેજ પણ ઓછું આવવા દેશો નહિ. તમારા જ પુત્રની જેમ એની સંભાળ રાખજો. " અને ઘર સંબંધી વાતચીત કરતા હતા ત્યાં તો તેમના ડોળા ફાટી ગયા અને જીભ બહાર નીકળી આવી અને હૃદય બંધ પડી ગયું. ડૉકટરને બોલાવ્યો. ડૉકટરે આવીને એમને તપાસ્યા. " હૃદય બંધ પડી ગયું છે, હવે કંઈ આશા નથી. " કહી ડૉકટર ચાલ્યો ગયો. સગા સંબંધીઓ બાળી

આવ્યા. શોકકળ કરી સર્વ છૂટાં પડચાં. ઘરમાં હવે રમણિકરાય, ઉષા અને દિનુ ત્રણ જણ રહ્યાં.

"ત્રણ માસમાંજ માતાપિતાના એકાએક મરણથી રમણિકરાયને ખૂબ લાગી આવ્યું. ઘરની બધી જોખમદારી હવે એમને શિર આવી પડી. માતાપિતા વિનાનું ઘર એમને સુનુંસુનું લાગ્યું. નાનો બિચારો દિનુ શું સમજે? ઘરમાં શોકકળ થાય, પણ એ શું જાણે? કોઈ પ્રસંગે જ્યારે એ રમણિકરાય અને ઉષાને રડતાં જોતો ત્યારે ધીમે રહીને એ ઉષા પાસે જતો અને એના ખોળામાં લપાઈ જતો. બંનેને રડતાં જોઈને એ પણ મોટેથી રડી પડતો. આખરે ઉષા એને ઘરમાં લઈ જઈ કંઈ ખાવાનું આપતી અને છાનો રાખતી. એ વાતને ત્રણ વર્ષ થયાં. દિનુ હવે પાંચ વરસનો થયો છે અને નિશાળે પણ જાય છે.

માતાપિતાના મરણ વખતે રમણિકરાય વકીલાતનો અભ્યાસ કરતા હતા. એ વર્ષે તો એ પરીક્ષા આપી શકચા નહતા; પરંતુ બીજે વર્ષે પરીક્ષામાં બેઠા અને પાસ થયા. ગામમાં જ વકીલાતની શરૂઆત કરી. જોતજોતામાં તો એ જામી ગયા. ગામમાં એક હોશિયાર વકીલ તરીકે એમની ગણના થવા માંડી. રમણિકરાય જ્યારે કોર્ટમાંથી પાછા ફરતા, ત્યારે દિનુ સારુ કંઈ ને કંઈ ખાવાનું અવશ્ય લાવતા. દિનુ પણ એ સમયે બારણા પાસે એમની વાટ જોતો જ ઊભો રહેતો. જ્યારે એ રમણિકરાયને જોતો કે તુરત જ દોડી જતો, અને એમને ગળે વળગી પડતો. રમણિકરાય તરત જ રૂમાલમાં બાંધેલું પડિકું છોડી એને આપી દેતા.

ઉષા દિનુને સહેજ પણ ઓછું આવવા દેતી નહિ. પોતાના પુત્રની જેમ એ એની સંભાળ રાખતી. દિનુ નિશાળમાંથી આવીને સ્લેટ, પેન, પુસ્તકો વગેરે ગમે તેમ નાખતો, પણ ઉષા તે સઘળું વ્યવસ્થિત ગોઠવી દેતી. બીજે દિવસ થાય અને નિશાળે જવાનો

વખત થાય ત્યારે દિનુ પાછું બધું શોધવા મંડી પડતો. જ્યારે કંઈ મળતું નહિ ત્યારે ઉષાને કહેતો: "ભાભી! મારી ટોપી જડતી નથી. મારી સ્લેટ ક્યાં?" અને ઉષા તે સઘળું લાવી આપી દિનુને નિશાળે વિદાય કરતી. પાંચ વાગે અને છોકરાઓને નિશાળમાંથી છૂટવાનો વખત થાય ત્યારે ઉષા બહાર ઓટલા પર આવી ઊભી રહેતી. જ્યારે દિનુ ઉષાને જોતો અને ઉષા દિનુને જોતી ત્યારે એક બીજાના આનંદનો પાર નહોતો રહેતો. દિનુ દૂરથી ઉષાને જુએ કે તુરત જ દોટ મૂકે અને ઉષાને વળગી પડે અને કહે; "ભાભી! આજે તો મેં પહેલો નંબર પૂરાવ્યો." "એમ! ચાલો ઘણું સારું કર્યું." ઉષા જવાબ આપતી. એનો વાંસો થાબડતી, અને હાથ ઝાલી ઘરમાં લઈ જઈ સારું સારું ખાવાનું આપતી.

પાંચ વાગ્યા. ઉષા દિનુની વાટ જોતી બારણામાં જ ઊભી હતી. દિનુ કંઈ આવતો જણાયો નહિ. શાળામાં જ કંઈ હશે એટલે રોકાયો હશે એમ ધારી એ ઘરકામમાં રોકાઈ. સાડા પાંચ થયા તોયે દિનુ જણાયો. નહિ. ઉષાને ચિંતા થઈ. ત્યાં રમણિકરાય આવતા જણાયા. આજ દિનુને સામો આવતો ન જોયો. ઘરમાં પ્રવેશતાં જ ઉષાને પૂછ્યું: "કેમ, દિનુ ક્યાં ગયો છે?" "કોણ જાણે દિનુને શું થયું હશે તે સમજાતું નથી. છ થયા તોય હજી એ નિશાળેથી આવ્યો નથી." ઉષાએ જવાબ આપ્યો. "ચાલ ત્યારે હું શાળાએ જઈ જોઈ આવું કે એને શું થયું છે." એમ કહી રમણિકરાય નિશાળ તરફ ગયા. ત્યાં જઈ જોયું તો કોઈ જણાયું નહિ. એક છોકરો પાસેથી જતો હતો તેને પૂછ્યું: "કેમ ભાઈ, ક્યાં જાય છે?" "આજે શાળાના કેટલાક વિદ્યાર્થીઓ ગામબહાર જુદી જુદી રમતો રમવાના છે તે જોવા જાઉં છું." છોકરાએ જવાબ આપ્યો. રમણિકરાયને લાગ્યું કે

દિનુ ત્યાં જ ગયો હશે તેથી એ પણ ત્યાં ગયા. ત્યાં જઈ જેયું, તો દિનુ રમતો જોવામાં મશગૂલ બની ગયો હતો. રમણિકરાય દિનુની પાસે જઈ બોલ્યા, "દિનુ! ચાલ તો." "કોણ! મોટા ભાઈ! હા, ચાલો આવું." કહેતો દિનુ ઊઠયો અને બંને ભાઈ ઘર તરફ ચાલવા માંડયા. રસ્તામાં રમણિકરાયે દિનુને પૂછયુંઃ

"દિનુ! તું તારી ભાભીને કહ્યા વિના અહીં આવ્યો હતો?"

દિનુ: "હા! મોટાભાઈ, મને થયું કે ભાભીને શું કહેવું છે? ઘેર જઈને આવું એના કરતાં રમત જોઈને જ જઈશ, એમ ધારી ઘેર કહ્યું નહતું."

રમણિકરાય: "પણ દિનુ, હવેથી એમ ન કરતો. તું ઘેર કહ્યા વિના જાય તો તારી ભાભીને ચિંતા થાય ને!"

આમ વાતચીત કરતા બંને ઘેર આવી પહોંચ્યા. બારણામાં જ ઉષા રાહ જોતી ઊભી રહી હતી. ઉષાને જોતાંવેંત જ દિનુ બોલ્યોઃ "ભાભી! આજે રમતમાં ખૂબ મઝા પડી. મોટાભાઈ ન આવ્યા હોત તો મોડે સુધી બેસત."

"પણ દિનુ આવી રીતે જવાય કે?" ઉષા બોલી.

દિનુ: "ભાભી! હવેથી હું એવું નહિ કરું." અને ઉષા પાસે જઈ ઊભો.

ઉષાએ વહાલથી એને હૃદય સરસો ચાંપ્યો અને હાથ પકડી ઘરમાં લઈ જઈ ખાવાનું આપતાં બોલી. "દિનુ! ફરીથી આવું ન કરતો." આમ એમનું નાવ આનંદથી ચાલ્યે જતું હતું. દિનુને પોતાનાં માબાપ મરી ગયાં છે એનું સ્મરણ સરખુંયે થતું નહિ. રમણિકરાય અને ઉષા કોઈ વખત એ વિષે વાતો કરતાં, એ ઉપરથી એ એટલું જાણી શકયો હતો કે પોતાનાં માતાપિતા મરી ગયાં છે. પરંતુ એને કંઈ લાગી આવતું નહિ; કારણ કે એના મોટાભાઈ અને એનાં ભાભી એની ખૂબ કાળજીપૂર્વક

સંભાળ રાખતાં હતાં. કોઈપણ પ્રકારે તેઓ દિનુને ઓછું આવવા દેતાં નહિ. દિનુને પણ ઉષા સાથે ઘણું જ ફાવી ગયું હતું. ઉષા પણ દિનુને પોતાના પુત્ર જેમ જ ગણતી.

ઈશ્વરની ગતિ અકળ છે. મનુષ્ય ધારે છે કંઇ અને ઇશ્વર કરે છે કંઇ. ઉષા બીમારીથી પટકાઈ પડી. કેટલાયે ડૉક્ટર અને વૈદની દવાઓ કરાવી પણ રોગમાં કંઈ જ ફેરફાર ન થયો. રમણિકરાયને આખો દિવસ ઉષા પાસે જ બેસી રહેવું પડતું. જ્યારથી ઉષા માંદી પડી ત્યારથી દિનુને કંઇ ચેન પડતું ન હતું. ઉષાને ખાટલે પડેલી જોઈને એ ગભરાઈ ગયો. એ કલ્પના જ ન કરી શકયો કે ઉષાને શું થયું છે. કેટલીયે વખત તે ઉષાના ખાટલા પાસે ગયો અને પાછો આવ્યો, પરંતુ કંઇ જ બોલી ન શકયો. આખરે એ ત્યાં ગયો અને રમણિકરાયને પૂછ્યું, " મોટાભાઇ! ભાભીને શું થયું છે ? એ હવે હરતાં ફરતાં કેમ નથી ?" " ભાઈ! એ માંદાં છે. " રમણિકરાયે જવાબ આપ્યો. પરંતુ એ જવાબથી એને સંતોષ ન વળ્યો. એટલે ઉષાને જ પૂછ્યું: " ભાભી, તમે કેમ સૂતાં છો ? તમારા વિના મને ગમતું નથી. મારી સ્લેટપેન હવે મને કોઈ શોધી આપતું નથી. ત્યારે તમે એ બધું મને નહિ લાવી આપો ? " દિનુના આવા સરળ પ્રશ્નોથી ઉષાને ખૂબ લાગી આવ્યું. તે કંઈ બોલવા માગતી હતી પણ બોલી શકી નહિ. આખરે ઘણી જ મુશ્કેલીએ એણે દિનુને પોતાની પાસે બોલાવ્યો. વ્હાલથી માથે હાથ ફેરવતાં એ બોલી: " દિનુ ! હવે હું સાજી થઈ જઇશ અને તે પછી તને સારું સારું ખાવાનું, સારાં સારાં કપડાં, ચોપડીઓ વગેરે બધું જ લાવી આપીશ." આ જવાબથી દિનુ ખૂબ રાજી થઇ ગયો અને બોલ્યો: " બસ ભાભી, મને એ જ જોઇતું હતું. ક્યારે પરમ દિવસે જ મને લાવી આપશો ખરું ને ?" ઉષા બોલી, " હા." અને દિનુ હસતો હસતો બહાર રમવાને ચાલ્યો ગયો.

દિવસે દિવસે ઉષાની તબિયત લથડતી જ ચાલી. ઉષાને હવે લાગ્યું કે મારું આવી રહ્યું છે. છ વાગ્યા હતા. થોડા વખત પહેલાં જ દિનુ નિશાળેથી પાછો ફર્યો હતો. "હવે હું વધારે વખત રહું એમ લાગતું નથી." ઉષા બોલી. "ઉષા! આવું ન બોલ. ડૉકટર કહેતા હતા કે હવે તને ફાયદો થતો જાય છે. થોડા જ દિવસમાં તું સાજી થઇ જઇશ." રમણિકરાય બોલ્યા.

"ડૉકટરે કહ્યું, ડૉકટર શું જાણે? જરૂર મને લાગે છે કે હવે હું થોડા વખતને માટે જ છું." ઉષા બોલી.

"ઉષા! આવું બોલી તું મારા હૃદયને ખિન્ન ન કરીશ." રમણિકરાય બોલ્યા.

"જરા દિનુને બોલાવો તો." ઉષા બોલી.

રમણિકરાયે દિનુને બૂમ પાડી અને દિનુ ઉષા પાસે આવી ઊભો. ઉષાએ એને પોતાની પાસે બોલાવ્યો અને વ્હાલથી માથે હાથ ફેરવ્યો અને ચુંબન કરી બોલી: "દિનુ, હવે હું તો જાઉં છું."

દિનુ: "ના ભાભી, મને મૂકીને તમારે જવાનું નથી. તમે જાઓ તો પછી મને સારું સારું ખાવાનું પહેરવાનું કોણ આપે?"

બિચારા દિનુને ખબર ન હતી કે ઉષા તો એક એવી દુનિયામાં જવાની છે કે જ્યાંથી હજીસુધી કોઈ પાછું ફર્યું નથી અને ફરવાનું યે નથી. નિર્દોષ બાળકને એવી ખબર ક્યાંથી હોય!

"ભાભી! જ્યારે હું નિશાળેથી પાછો ફરું છું, ત્યારે તમે બારણામાં કેમ ઊભાં રહેતાં નથી?" દિનુ બોલ્યો.

ઉષા જવાબ આપે તે પહેલાં જ દિનુ ફરીથી બોલ્યો,

"ભાભી! તમે જ્યાં જશો ત્યાં હું તમારી સાથે આવીશ. મને નહિ લઈ જાઓ તો હું પછી રડીશ હોં!"

ઉષાએ એને વ્હાલથી છાતીસરસો ચાંપ્યો અને બોલી: "ઠીક! હું જરૂર તને સાથે લઈ જઈશ."

અત્યારે ઉષા અસ્વસ્થ હતી. હવે તે આ દુનિયામાં થોડા વખતની જ મહેમાન હતી. છેવટે એણે દિનુ સંબંધી રમણિકરાયને વાતચીત કરી. વધુ કંઈ બોલે તે પહેલાં તો એને એક ઝોકું આવ્યું અને ઈશ્વરે એના જીવનની સાંકળ ખેંચી લીધી. શરીર જડવત્ બની ગયું. રમણિકરાય ગભરાઇ ગયા. ડૉકટરને બોલાવ્યો. ડૉકટરે આવી જોયું તો એનો જીવ ઊડી ગયો હતો. દિનુ તો આ બધું જોઈને અવાક્ બની ગયો. એને શું કરવું તે સૂઝયું નહિ. માતાવિહોણો એ રડી પડયો. હવે એને આશ્વાસન આપનાર કોઈ ન રહ્યું. ઉષાની અગ્નિદાહ વગેરેની ક્રિયા પૂરી થઈ. સગાં-સંબંધીઓ રોઇને છૂટાં પડયાં. બહારથી આવેલાં સ્વજનોએ રમણિકરાયને દિલાસો આપ્યો કે ભાઇ! સંસાર એમ જ ચાલે. જગતમાં જે જન્મે છે એ દરેકને મરવાનું હોય છે. કોઈવાર સુખ તો કોઈવાર દુઃખ, માટે શોક ન કરવો; વગેરે વગેરે કહ્યું અને સૌ પોતપોતાને ઘેર ગયાં. ઉષાને મરી ગયે ત્રણ માસ થયા હશે, ત્યાં તો સગાસંબંધીઓના ખાસ આગ્રહથી રમણિકરાય ફરી પરણ્યા.

દિનુને માટે તો હવે નવી દુનિયા થઇ. એનાં નવાં ભાભી અત્યંત કઠોર હૃદયવાળાં હતાં. રમણિકરાય દિનુને લાડ લડાવે, માતાવિહોણા પોતાના નાના ભાઈને માટે રોજ ને રોજ કંઇ ને કંઈ ખાવાનું લાવે, એથી એ બળી ઊઠતી. એ કોઈ પણ રીતે રમણિકરાય, જે દિનુ તરફ ખૂબ મમતા રાખતા હતા, તેને દૂર કરવા માગતી હતી. કુમળા બાળકને એ કંટક સમાન લેખતી હતી. બિચારો દિનુ ક્યાંથી સમજે કે નવાં ભાભી કેવાં છે! એ તો ઉષાની જેમ એમને પણ ગણતો. જ્યારે એ નવાં ભાભી પાસે કંઇ વસ્તુ માગતો કે તુરત જ એને તે આપવાને બદલે અથવા ધીરેથી સમજાવવાને બદલે ઉલટી લડતી, અને એ બિચારાને

નિરાશ કરતી. દિનુનું કંઇ વળતું નહિ, ત્યારે એ રડી પડતો. એથી એનાં નવાં ભાભી ખુશ ખુશ થઈ જતાં. રોજ રોજ એ દિનુ વિષે રમણિકરાયને કંઈને કંઇ ફરિયાદ કરતી. ઉષાના મરણ પછી રમણિકરાય પણ દિનુ તરફ ઓછું લક્ષ રાખતા અને એથી જ્યારે એમનાં પત્ની દિનુ વિષે કંઇ ફરિયાદ કરે, ત્યારે રમણિ-કરાય કંઇ પણ તપાસ કર્યા વિના પોતાની પત્નીનું સાચું માની લઇ ઉલટા દિનુને લડતા.

દિનુને સ્વજન જેવું હવે કોઈ રહ્યું નહિ. ઉષા ગઇ તેની સાથે સુખનાં સર્વ લ્હાવા પણ ગયા. હવે જ્યારે દિનુ નિશાળેથી પાછો ફરે છે, ત્યારે બારણામાં તેની વાટ જોતું કોઈ જણાતું નથી. શાળાએ જતાં એને સ્લેટ, પેન વગેરે શોધી આપનાર હવે કોઈ નથી. રમણિકરાય પણ હવે એને માટે કંઈ લાવતા નથી. પતિપત્ની બન્ને જણ એની તરફ દુર્લક્ષ રાખે છે. ખાવાનું પણ સંભાળપૂર્વક આપવામાં આવતું નથી. કુમળું નિર્દોષ બાળક આ બધું કેવી રીતે સહન કરે ? આખરે તે માંદો પડયો. બન્ને જણે તે નજીવું ગણી કાઢયું. પણ ધીમે ધીમે બીમારીએ જ્યારે ગંભીર રૂપ લીધું ત્યારે રમણિકરાયે ડૉકટરને બોલાવ્યા. ડૉકટરે આવીને જોયું તો કેસ હાથથી ગયો હતો. ભાંગ્યે જ બચી શકે તેમ હતું. “જો તમે બે ચાર દિવસ અગાઉ જ દવા કરાવી હોત તો બીમારી આટલું ગંભીર રૂપ ન પકડત.” ડૉકટર બોલ્યા અને દવા આપી ચાલ્યા ગયા. આખરે ડૉકટરે પણ જણાવી દીધું કે આ કેસ મારાથી સુધારી શકાય તેમ નથી, માટે બીજા કોઈ સારા ડૉકટર કે વૈદની દવા કરાવો. રમણિકરાયને હવે લાગ્યું કે પોતાની પત્નીથી દોરવાઈ જઈ નિર્દોષ બાળક પ્રત્યે એમણે જે બેદરકારી બતાવી હતી, તેનું આ પરિણામ છે. આથી એ દિલગીર થયા. પણ હવે દિલગીર થયે શો ફાયદો થવાનો હતો ? સારા

સારા ડૉક્ટર અને વૈદ્યોની દવા કરાવી, પણ કંઈજ ફાયદો તેને ન થયો.

બપોરના બે વાગ્યા હતા. દિનુની શુશ્રૂષા કરતા રમણિકરાય બેઠા હતા. પાસે જ એમનાં નવાં પત્ની બેઠાં હતાં. આજે દિનુની તબિયત કંઈક ઠીક લાગતી હતી. એ કંઈક સ્વસ્થ લાગતો હતો.

"મોટાભાઈ !" દિનુ બોલ્યો.

"કેમ શું છે ?" વ્હાલભર્યા શબ્દો સાથે રમણિકરાયે પૂછ્યું.

"મેં ઊંઘમાં કંઈક જોયું."

"શું જોયું !" આતુરતાથી રમણિકરાયે પૂછ્યું.

દિનુ : "હું ઊંઘમાં હતો તે વખતે કોઈ એક પુરુષ જેવો અને કોઇ સ્ત્રી જેવાં બે જણ મને એમની પાસે બોલાવવા લાગ્યાં. એ સ્ત્રીને તો હું ઓળખી શક્યો કે એ તો ઉષા ભાભી જ હતાં. પણ પેલા પુરુષને હું ન ઓળખી શક્યો ઉષા ભાભીને મેં કહ્યું: "તમે મને સાથે ન લઇ ગયાં ને ?" ત્યારે ભાભીએ જણાવ્યું કે હમણાં જ હું તને તેડવા આવું છું. તું તૈયાર રહેજે. હું તો ખુશ ખુશ થઇ ગયો. ભાભી આવશે એટલે મને ખૂબ મઝા પડશે. મોટાભાઇ ! આ નવાં ભાભી તો સારાં નથી. એ કોઇ દિવસ મને ખાવાનું આપતાં નથી ચોપડી લાવી આપતાં નથી અને માગું છું ત્યારે વઢે છે. પણ ઉષા ભાભી આવશે એટલે એમને હું બધું કહી દઈશ. ભાભી આવશે એટલે મને તમામ દુઃખ મટી જશે." દિનુ વધારે બોલવા જતો હતો ત્યાં રમણિકરાય બોલ્યા.

"દિનુ ! બહુ ન બોલાય, હો ! ડૉકટર સાહેબે બહુ બોલવાની ના પાડી છે."

" દિનુ શાંત પડયો. ઊંઘવા પ્રયત્ન કર્યો અને થોડા વખતમાં ઘસઘસાટ ઊંઘી ગયો.

હવે રમણિકરાયને યાદ આવ્યું. દિનુના કહેવા ઉપરથી એ

કલ્પી શકયા. પિતાએ મરતી વખતે પોતાને દિનુની સોંપણી કરી હતી. ઉષાને પણ મરતી વખતે દિનુને કોઈ પણ પ્રકારે ઓછું ન આવવા દેતા, વગેરે કહ્યું હતું. પરંતુ રમણિકરાય પત્નીથી દોરવાઇ જઈ કંઇ જ કરી શકયા ન હતા. રમણિકરાયને પોતાની ભૂલ હવે સમજાઈ, પરંતુ એ સુધારવાને હવે સમય ન હતો.

"તારા પાપે આ નિર્દોષ બાળકને આટલું સહન કરવું પડયું. પિતાનો દ્રોહી બન્યો, પત્નીનો દ્રોહી બન્યો. એ પાપનું પ્રાયશ્ચિત હું કેવી રીતે કરીશ ? એ ઋણ હું કેવી રીતે ફેડી શકીશ ? એ મને સમજાતું નથી." રમણિકરાયે એમનાં નવાં પત્ની તરફ જોઈને સર્વ ઉકળાટ કાઢયો. પ્રભુ મને ક્ષમા આપ ! "એટલું બોલ્યા અને બાળકની જેમ રોઈ પડયા. એમનાં ધર્મપત્ની પાસે જ હતાં પણ એ કંઈ બોલવાની હિંમત ન કરી શકયાં.

"હા ! આવું છું. પણ તમે મને સારું સારું ખાવાનું, સારાં સારાં કપડાં, સ્લેટ, પેન, ચોપડી વગેરે લાવી આપશો ? તમારા ગયા પછી મોટાભાઇ પણ મારે માટે કંઈ લાવતા નથી. અને નવી ભાભી પાસે કંઈ માગું છું ત્યારે મને વઢે છે." દિનુ ઊંઘમાં બબડયો.

ઊંઘમાંથી દિનુ ઝબકી ઊઠયો. "મોટાભાઈ ! મને પેટમાં કંઈ થાય છે." દિનુ બોલ્યો અને તુરત જ રમણિકરાયે ડૉકટરને બોલાવ્યો. પરંતુ ડૉકટર આવે તે પહેલાં જ દિનુની સોંપણી આ દુનિયા કરતાં પર દુનિયામાં થઇ ગઈ હતી, કે જ્યાં એનાં માતાપિતા અને ઉષા એને મળવાની વાટ જ જોતાં હતાં !

# કુળ તાર્યું

**મા**વામાંથી માવજીભાઈ થઈને માવજીશેઠે એમના ઇકોતેર કુળને તાર્યું હતું. પણ એમના કુળને હવે કોણ તારશે ? એ પ્રશ્ન આખા ગામમાં પૂછાતો હતો.

માવજી શેઠની સરખામણી કરવી હોય તો અમદાવાદના મફત ગગલ અને મંગળ ગીરધરને યાદ કરવા પડે.

કહે છે કે મુંબાઈના માલેતુજાર માણેકલાલ ચુનીલાલ શેઠ પહેર્યે કપડે, હાથમાં દોરી લોટો લઈને મુંબાઈ ગયેલા, ને શરૂઆતામાં એમને ત્યાં શાં વીતકો વીત્યાં હશે એ તો એ એમની આત્મકથા લખે ત્યારે જણાય પણ નસીબ આડુ પાંદડું એક દહાડો

ખસી ગયું અને પુરુષાર્થથી તેઓ મોટા લક્ષ્મીનંદન બન્યા. આપણા માવજી શેઠને વિષે પણ એમ જ છે.

માવાને જ્યારે લાગ્યું કે ગામમાં રહીને જાત ઘસી નાખીશ તોય દહાડો વળવાનો નથી. એના કરતાં પરદેશમાં ક્યાક દહાડો જો કોઈ સારા માણસની સોબત મળી ગઈ ને ભાગ્યનો પડદો જો ફર્યો તો ન્યાલ થઈ જવાશે નહિ તો પાયમાલ તો થયેલા જ છીએ ને !

માવાના મગજમાં આવી ધૂન ચડતાં એક દિવસ ક્યારે એના ગામમાંથી નીકળીને એ ક્યાં ગયો તેની ગામના કોઈને ખબર ના પડી. પણ વીસ વર્ષ પછી આફ્રિકામાંથી એક માણસે આવી માવજી શેઠની ઝૂંપડી પડાવી નંખાવી એની પર ખડકી-બંધ ડેલી ખડી કરી દીધી ત્યારે ગામના લોકો પૂછવા લાગ્યા; " ભાઈ, આ કોની ડેલી બંધાય છે ? "

" ખબર નથી ! તમારા ગામના શેઠને તમે ઓળખતા નથી ? માવજી શેઠની ડેલી બંધાય છે. " માવજી શેઠના મુનીમે જવાબ આપ્યો.

લોકો વિચારમાં પડી ગયા. કોણ માવજી શેઠ ? આપણા ગામમાં વળી શેઠ જ ક્યાં છે ?

" અરે ભાઈ ! અમારા ગામમાં કોઈ શેઠ જ નથી. તમે માવજી શેઠ અમારા ગામમાં કહો છો પણ એ નામનું કોઈ માણસ જ અમારા ગામમાં નથી. "

આ સાંભળી પેલો મુનીમ હસવા લાગ્યો. હસતાં હસતાં એ બોલ્યો; " દેશ ઓળખે પણ ગામ ન ઓળખે તે આનું નામ. આફ્રિકામાં માવજી શેઠનું નામ ગામેગામ જાણીતું છે. જંગલના હબસી લોકો પણ એમને ઓળખે. તમે એમના ગામના નથી ઓળખતા એ નવાઈની વાત ! "

કહે છે ને કે ગાંધીજીને આખી દુનિયા ઓળખે પણ એમના જન્મસ્થાન પોરબંદરમાં જઈને પૂછીએ કે એમનું જન્મસ્થાન ક્યાં તો કોઈને ખબર જ ના પડે.

"અરે હા......" લમણા પર આંગળીનો ટેકો દઈ યાદ કરતા એક વૃદ્ધ બોલ્યાઃ "પેલા પશલાના માવાની તો વાત નહિ કરતા હોય. બિચારો માબાપ વનાનો અહીં તહીં રઝળી ખાતો હતો તે કોણ જાણે એક દહાડો ક્યાંય જતો રહ્યો છે તેની ખબર નથી."

"હા કાકા ! એ જ માવજી પુરુષોત્તમ શેઠ. આફ્રિકામાં લાખ્ખોના ધણી છે. ગામેગામ એમની પેઢીઓ ચાલે છે. તેઓ હવે થોડા વખતમાં અહીં આવવાના છે એટલે મને આ ડેલી બંધાવા મોકલ્યો છે."

મુનીમ બોલ્યો.

"રંગ છે માવાને !" ટોળામાંથી કોઈક બોલ્યું.

× × ×

આજે માવજી શેઠ ગામમાં આવવાના હતા. ગામની શેરીઓ અને ચોક વળાઈ રહ્યા હતા. પાણી છંટાતાં હતાં અને સાથિયા પૂરાતા હતા. થોડે થોડે છેટે આસોપાલવના તોરણો ટંગાયાં હતાં અને વચ્ચે વચ્ચે શેરીને નાકે પાટો નાખી પાથરણાં પાથરી બેઠકો કરી હતી જ્યાં માવજી શેઠનું સ્વાગત થવાનું હતું.

લોકો પણ કમાલ છે ને ! આ માવજી શેઠ "માવા" તરીકે ગામમાં રખડતા હતા ત્યારે કોઈ ભાવ નહોતું પૂછતું. પણ આજે જ્યારે માવજી શેઠ થઈને આવે છે ત્યારે જુઓને કેટલી તૈયારીઓ થાય છે ! માન કોને અપાતું હતું ! માવાને કે માવજી શેઠને ! માણસને કે પૈસાને ! ખરેખર લોકમાનસ અજબ છે.

વાજતે ગાજતે લોકોએ માવજી શેઠનું સ્વાગત કર્યું. શેરીએ

શેરીએ એમને માનપાન અપાયાં ને હારતોરા થયા. ગામના ઈતિહાસમાં અને માવજી શેઠના જીવનમાં આ લ્હાવો અમૂલ્ય હતો.

અને એ અમૂલ્ય લ્હાવાનું મૂલ પણ માવજી શેઠે એવું જ ચૂકવ્યું. ગામનાં બધાં જ બાળકોને તે દિવસે મીઠાઈ વહેંચાઈ. બ્રાહ્મણોને ભોજન અપાયાં અને ગરીબોને વસ્ત્રો અપાયાં. ગામના એકેએક મંડળને એના પ્રમાણમાં નાની મોટી રકમનાં દાન દેવાયાં અને આમ માવજી શેઠની દબદબા ભરેલી થયેલી પધરામણીએ ગામમાં ને આજુબાજુ એમની વાહવાહ બોલાવી.

× × ×

માવજી શેઠના આવ્યા પછી ગામમાં પણ નવો પ્રાણ આવ્યો હોય એમ લાગ્યું. ગામમાં નવી નવી પ્રવૃત્તિઓ થવા લાગી અને માવજી શેઠ એને પ્રોત્સાહન આપવા લાગ્યા. અનેક મંડળોની સભાઓ હતી અને એ દરેકમાં માવજી શેઠની હાજરીથી સૌને સંતોષ ને આનંદ થતો.

માવજી શેઠના આવ્યા પછી ગામમાં વાચનાલય થયું. કુમારિકા મંડળ સ્થપાયું અને મહિલા મંડળની પણ સ્થાપના થઈ! આ બધાનું ખર્ચ માવજી શેઠે આપવાનું જાહેર કર્યું.

ગામની કન્યાશાળાનો વાર્ષિક ઉત્સવ હતો અને માવજીશેઠ એના પ્રમુખ હતા. શરુઆતમાં મીઠા સરોદે ચાર બાળાઓએ સ્વાગત ગીત ગાયું અને તે પછી એક પંદર વર્ષની બાળાએ આવી માવજી શેઠની ડોકમાં ફૂલહાર ધર્યો અને હાથમાં કલગી આપી. બાદ સંવાદો, નાટકો, ગરબા ને રાસ થયા. ઉત્સવ સુંદર રીતે પાર પડ્યો અને ઉત્સવને અંતે કન્યાશાળાના મકાન માટે રૂપિયા વીસ હજારનું દાન માવજી શેઠે જાહેર કર્યું.

તે દિવસે રાતે માવજી શેઠને ઊંઘ ના આવી. કોણ જાણે

કેમ તેમનું ચિત્ત ચગડોળે ચડયું ને એમના અંતરમાં કોઈનો પડઘો પડયો. એ પડઘો કોનો હતો?

એ પડઘો હતો પેલી પંદર વર્ષની બાળાનો, કે જેણે કન્યા-શાળાના વાર્ષિક ઉત્સવ વખતે માવજી શેઠને હાર પહેરાવ્યો હતો અને કલગી આપી હતી. તે વખતે તો માવજી શેઠને કાંઈ વિચાર નહોતો આવ્યો પણ અત્યારે એમને થતું હતું કે એ હાર એમનો લગ્નહાર હોત તો?

વનમાં પ્રવેશેલા માવજી શેઠને અત્યાર સુધી એકલું નહોતું લાગ્યું પણ કોણ જાણે કેમ આ બનાવ પછી એકલું લાગવા માંડયું અને એમને કોઈની ઉણપ સાલવા લાગી.

પાનખરમાં ઠૂંઠું દેખાતું વૃક્ષ વસંતમાં પાંગરે છે ને ઉન્માદના આવેગમાં ભૂતકાળને ભૂલી જાય છે એમ જ આ પછી માવજી શેઠના જીવનમાં પણ જુવાનીની વસંતે દેખા દીધી અને વૃદ્ધત્વ વિસરાવા લાગ્યું.

એમની આંખ સામે એક ચિત્ર ખડું થયું.

પંદરમે વર્ષે પોતે નમાબાપા થયા ત્યારે કેવી દશા હતી? ખાવાના પણ સાંસા હતા. બે ચાર વર્ષ ગામમાં રવળી-રઝળી વીસમે વર્ષે વિદેશ ગયા ત્યારે જીવનમાં કોઈની ઉણપ છે એવો ખ્યાલ એમને કેવી રીતે આવી શકે?

અને પછી તો પૈસા પાછળની એમની આફ્રિકાની જહેમત યાદ આવી. ના જોઈ રાત કે ના જોયો દિવસ. બસ પૈસા જ પૈસા! પૈસા પાછળ પોતાની જાતને ય ભૂલી ગયા, ત્યાં જીવન-સાથીની જરૂર પણ ક્યાંથી જણાય?

માવજી શેઠે પોતાનું માનસ પૃથક્કરણ કર્યું. આજે હવે બધી વાતે પોતે સુખી છે ત્યારે જો કોઈક મળે તો એક કાંકરે બે પંખી એમ માવજી શેઠના બે અર્થ સરતા હતા. જીવનસાથી

મળે અને ભગવાનની મહેરબાની થાય તો પગલીને। પાડનારા પણ.

પણુ તો પછી એવી કંઈ વસ્તુ આડે આવતી હતી જે માવજી શેઠના આ વિચારને પાર પાડી શકતી નહોતી! માવજી શેઠ પાસે શું નહોતું? ધન, દોલત, નોકર, ચાકર; અને એમના જેવા લક્ષ્મીનંદનને પોતાની કન્યા આપવા પણુ કોણુ રાજી ન થાય?

પણુ હાં........એમને યાદ આવ્યું. શિકાર કરવા જતાં શિકારીને કલ્પના આવે કે પોતે જ એનો શિકાર થઈ જશે! એમ માવજી શેઠને પણુ કયાંથી કલ્પના આવે કે પોતે જ કરેલી વાત પોતાને જ ભારે પડશે!

વાત આમ હતી. તેર વર્ષની એક કુમળી કન્યા હતી. પરણીને એના પતિને ઘેર એણે પગલું પણુ નહોતું માંડયું ત્યાં એનો પતિ હૃદય બંધ પડવાથી મરણુ પામ્યો.

આ લગ્ન પાછળ આખા ગામનો વિરોધ હતો. તેર વર્ષની છોકરીને ત્રેસઠ વર્ષના ડોસા સાથે પરણાવવામાં છોકરીના માબાપને કાંઈ જ અજુગતું નહોતું લાગતું. તો પછી પરણુનારને તો લાગે જ કેવી રીતે? કન્યાના માબાપનાં ખિસ્સાં ખાસ્સાં ભરાયાં હતાં અને ત્રેસઠ વર્ષના ડોસાને નવપરણેતર કન્યા મળતી હતી. ખુશાલી તો એ બંનેને હતી ત્યાં કન્યાનો વિચાર એમને કયાંથી આવે!

ગામના મહિલા મંડળે આ લગ્ન ન થાય એટલા માટે ખૂબ પ્રયત્નો કર્યા ને લગ્નનો બહિષ્કાર પોકાર્યો હતો. યુવક મંડળે તો પિકેટીંગ કરવાનું નક્કી કર્યું હતું. પણુ આ બધાય વિરોધો છતાં કઈ ઘડીએ અને કયાં કન્યાનું લગ્ન થયું તેની કોઈને ખબર ન પડી પણ વરરાજા મંગળફેરા ફરવા જતાં ઠોકર ખાવાથી હૃદય બંધ પડવાથી મરણુ પામ્યા તે સમાચાર તો વાયુવેગે ગામ આખામાં પ્રસરી ગયા હતા.

બિચારી કુમળી કન્યા પરણી તે જ દિવસે વિધવા બની! આવા પ્રસંગથી કોના હૃદયમાં અનુકંપા ઉત્પન્ન ન થાય? આને માટે ગામ આખાની એક શોકસભા મળી. પ્રસંગ જ એવો કરુણ હતો કે જે સાંભળીને રડવું આવે. ત્યાં વળી એ છોકરીને સભામાં લાવવામાં આવી એટલે લોકોનાં હૃદય વધુ વ્યાકુળ બન્યાં.

"પણ આમ રડવાથી કે શોકસભા ભરવાથી છોકરીનું દુઃખ ટળી જશે?" એક જુવાન બોલ્યો.

"ખરી વાત છે. ખાલી વાતો કરવાથી કાંઈ વળવાનું નથી. ખરી રીતે તો આ છોકરીએ સંસાર માંડ્યો જ નથી તેથી તેને ફરી પરણાવવી જોઈએ. એના માબાપ જો ના પાડે તો ગામે એની વ્યવસ્થા કરવી જોઈએ." બે ચાર જુવાનિયા એકી સાથે બોલી ઉઠ્યા.

"અને ફરીથી ગામમાં આવો પ્રસંગ ના બને તે માટે મહાજને મળી નક્કી કરવું જોઈએ કે ચાલીસ વર્ષથી ઉપરના કોઈ પણ પુરુષને કોઈએ કન્યા આપવી નહિ."

"બરાબર છે! બરાબર છે!" બધા લોકો પોકારી ઊઠ્યા.

અને તે જ દિવસે રાતે માવજી શેઠના પ્રમુખપદે ગામનું મહાજન એકઠું થયું અને નીચેનો ઠરાવ પસાર કર્યો:

"આથી ગામનું મહાજન ઠરાવ કરે છે કે હવે પછી ગામના કોઈ પણ માણસે ચાલીસ વર્ષથી ઉપરના કોઈપણ પુરુષોને કન્યા આપવી નહિ."

સાગરમાં જુવાળ ચડે છે ત્યારે એવો ચડે છે કે એની સામે ડુંગરના ડુંગર આવે તોય બાજુએ ફેંકી દે છે. એમ માવજીશેઠના હૃદયમાં આવેલી પ્રેમભરતીએ પણ એમને કાંઈના કાંઈ વિચાર કરતા કરી મૂક્યા. પણ ઓટ આવતાં ગમે તેવો જુવાળે ચડેલો

સાગર પાછો હતો તેવો ગંભીર બની જાય છે એમ ગઇ કાલનો પ્રસંગ યાદ આવતાં માવજી શેઠ શાંત થઈ ગયા.

તે દિવસે રાતે તેઓ સૂતા ને તુરત તેમને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ. ઊંઘમાં તેમને સ્વપ્નું આવ્યું.

જાણે પેલી વિધવા કન્યા એમની પાસે આવી કહેતી હતીઃ " તમારે ભરોંસે છું હોં! મારા મા ને બાપ તમે જ છો. "

માવજી શેઠ બોલ્યા, " ગભરાઇશ ના બેટા! હું જ તારો બાપ બની તને પરણાવીશ. "

અને માવજીશેઠે એક સરસ મુરતિયો શોધી કાઢી એ છોકરીને પરણાવી પુત્ર અને પુત્રવધૂ તરીકે પોતાની મિલ્કતમાં વારસદાર બનાવ્યાં ત્યારે ગામના લોકોના મોઢામાંથી 'વાહ! વાહ!' શબ્દ નીકળી ગયા.

ઘરઘરમાં માવજી શેઠની વાતો થતી હતી અને સૌના મોઢામાંથી નીચેના શબ્દો નીકળતા હતા.

"માવજી શેઠે એમના ઇકોતેર કુળને તાર્યું તો તાર્યું, પણ ગામ આખાને પણ તાર્યું છે ને તેની ઇજ્જત વધારી છે."

ઊંઘમાંથી માવજી શેઠ ઝબકી ઊઠ્યા અને તેમના મોઢામાંથી એક જ વાક્ય નીકળ્યું.

ભગવાને પણ મને ઠીક મારગ દેખાડયો ને મારું કુળ તાર્યું!

# માનતા

રણછોડરાયજીના મંદિરમાં આજે વહેલી સવારથી ભારે ધામધૂમ થતી જણાતી હતી. કોઇ નોકર ચાકરો આમથી તેમ દોડતા મંદિરની સફાઈ કરી રહ્યા હતા તો કોઈ મુખિયાજીના હાથમાં ભગવાનના વાઘાના લાલ પીળા કટકાઓ ફરફરતા હતા.

આજનો એ બધાનો ઉત્સાહ અજબ જાતનો હતો. કોઈ દિવસ નહિ અને આજે એમને ભગવાનની ને મંદિરની એવી શી લ્હે લાગી હતી! બાકી મંદિરના ઘણા ભાગો દિવસોના દિવસ સુધી અવડ-સાફસુફી કર્યા વિનાના રહેતા અને ભગવાનનાં મંગળાનાં દર્શન માટે તલસતા લોકોને ઘણીવાર મંગળાને બદલે બીજા સમયનાં દર્શન કરવાનાં મળતાં; આટલી બધી તો કાળજી રખાતી!

એવું એ મંદિર અને એમાં કાર્ય કરતા એવા એ માણસો જ્યારે આટલી કાળજીપૂર્વક કામ કરતા જણાય ત્યારે કાં તો એમ થાય કે ભગવાને એમને પરચો બતાવ્યો હશે એટલે સીધા દોર થઈ ગયા હશે એમ બને, કાં તો કોઈ ધનાઢ્ય ગૃહસ્થનાં પગલાં પડવાનાં હોય ત્યારે આમ બને.

આ કળિયુગના જમાનામાં ભગવાન બિચારો પરચો તો ક્યાંથી બતાવે? કારણ કે ખુદ માણસો જ ભગવાન થઈ બેઠા છે ને ભગવાનને પરચો બતાવે છે એટલે કોઈ પૈસાપાત્ર ગૃહસ્થ આવવાના હશે એમ લાગતું હતું અને તપાસ કરાવી તો આ વાત સાચી પણ પડી.

ગામના નગરશેઠ પર રણછોડજીની મહેર ઉતરી હતી અને એમને ઘરડે ઘડપણ એક ઘરદીવડો આવ્યો હતો એની ખુશાલીમાં શેઠ શેઠાણી પુત્ર સાથે આજે દર્શને આવવાનાં હતાં તેની આ બધી ધમાલ થઇ રહી હતી.

દેવાલયો બંધાયાં તો એમાં દર્શન કરી આત્માને શાંતિ અર્પવા અને ભગવાનની સમીપ આવવા. દેવાલયોમાં મહંતોને બેસાડ્યા કે અજ્ઞાન–અબૂજ માણસોને તેઓ રામનામની મહત્તા સમજાવે અને ઇશ્વરીનામનો અર્થ બતાવે; પણ સ્વાર્થની પાસે કોને એ વાતો યાદ આવે છે?

માણસને જ્યારે સ્વાર્થ આવે છે ત્યારે કાં તો ધંધામાં બરકત આપજે ને સટ્ટામાં બરોબર ધન કમાવી આપજે એવી તેઓ ભગવાનને પ્રાર્થના કરે છે; કાં તો સટ્ટામાં ખુઆર થયા હોય ત્યારે તેમાંથી ઉગારવા તેઓ પ્રભુને પ્રાર્થના કરે છે અથવા પ્રજાધન માટે પ્રભુને પ્રાર્થે છે. આ સિવાય એટલે કે સ્વાર્થરહિત ખરેખર ઇશ્વરની કેટલા લોકો પ્રાર્થના કરતા હશે?

અને મંદિરના મહંતો! એમની તો વાત જ જવા દો.

ધનની મધલાળમાં તેઓ એટલા તો ગરકાવ થઈ ગયા છે કે મંદિરો આજે મંદિરો નહિ પણ દુકાનો બની ગઇ છે અને મહંતો મહંતો નહિ પણ વેપારીઓ બની ગયા છે. ધન્ય છે ઇશ્વરના નામનો વેપાર કરનારા એ મહંતોને!

❧ ❧ ❧

વહેલી પરોઢથી રણછોડરાયજીના મંદિરની સામેના ખૂણામાં આવી એક માણસ ઊભો રહ્યો છે. તેના ઢીંચણ સુધી ધૂળની રજકણો ચોંટી છે તે પરથી લાગે છે કે તે ઘણે દૂરથી ચાલીને આવેલો હોવો જોઇએ. તેણે ઢીંચણ સુધીની એક ધોતલી, કેડે એક કેડિયું, અને માથે એક ફાળિયું પહેર્યું હતું.

મંદિરમાં આ ધમાલ થતી જોઇને તે મનમાં મલકાતો હતો અને મનમાં બબડતો હતો. શો મારા વ્હાલાનો ઠાઠમાઠ! આહા! રૂપ તો જુઓ! અને રોજ ગવાતા મીરાંબાઇના ભજનની એક કડી તેણે ગાઇ:

પહેર્યાં પીતાંબર જરકસી જામા
કેસર આડ કરી—અંતરમાંથી

આટલું બોલતાં તો જાણે એના શરીરમાં કોઈ અજબ ચેતન આવી ગયું ન હોય તેમ એ તાળીઓ પાડતો નાચવા લાગ્યો.

ઇશ્વરી નામની માધુરી પણ અજબ છે ને! એના જ નામથી મીરાં ગાંડી બની સદાય સંસારત્યાગ સેવ્યો હતો. એના જ નામથી ભક્ત નરસૈયો આકુળવ્યાકુળ થયો હતો; અને એના સ્મરણ માત્રથી એ પોતાને ને પોતાની જાતને ભૂલી જતો હતો. અને એના જ નામથી ચૈતન્ય પ્રભુ નાચવા મંડી પડતા અને એના રટણમાં વિલીન થઇ જતા.

પેલો ગામડિયો ભગવાનની ભક્તિમાં લીન હતો. કોઈ વાર તે ઊંચે પગે થઇ ભગવાનની મુખાકૃતિ તરફ એકીટસે જોયા

કરતો હતો અને ત્યારે એના મુખ પર આનંદની હાસ્યરેખા વીજળીની માફક ચમકી જતી હતી.

હજારો માણસો મંદિરની અંદર જતાં અને દર્શન કરી આવતાં પણ આ ગામડિયાને મંદિરમાં જવાની છૂટ નહોતી; કારણ કે તે હરિજન હતો. અને હરિજનોથી બીજાઓની જેમ મંદિરમાં જઇને દર્શન ન કરી શકાય.

ધન્ય છે આપણી હિંદુ સંસ્કૃતિને! ભગવાનની ભક્તિ કરવાનો અધિકાર સૌને, પણ ભગવાનની પાસે જઇને એના ચરણ ચૂમવાનો અધિકાર અમુકને જ ને અમુકને નહિ! આવી વિચિત્રતા દુનિયાના કોઇ દેશમાં ક્યાંય કોઇએ જોઇ છે કે અનુભવી છે? ઊંચવર્ણનો ભલે પતિત હોય પણ તે મંદિરમાં આવી ભગવાનનાં દર્શન કરી શકે પણ નીચ વર્ણનો કોઈ ભક્ત માણસ મંદિરમાં આવી ન શકે.

જો કે ભગવાનના ભક્તોને તો અંદર ને બહાર બધું જ સરખું હોય છે તેમ પેલા ગામડિયાને આવી મંદિર પ્રવેશની મનાઈથી કાંઇ મનમાં દુઃખ થતું હોય તેમ લાગતું નહોતું; કારણ કે તેમ થતું હોય તો તે પ્રભુનામમાં આટલો લીન જ ન થઇ જાય. નજરો નજર હજારો માણસો મંદિરમાં જતાં હોય અને તેને જ મનાઇ હોય ત્યારે સ્હેજે લાગે એ સ્વાભાવિક મનુષ્ય સ્વભાવગત વાત છે. સમાજથી તરછોડાએલા છતાં સમાજને વળગી રહેલા આવા હરિજનો ધન્યવાદને પાત્ર છે. ખરી રીતે તેઓ ઉચ્ચ છે; કારણ કે હિંદુ ધર્મે તેમને આટલા તરછોડયા છતાં પણ તેઓ હિંદુ ધર્મને વળગી રહ્યા છે.

મંદિરના એક પૂજારીને જતો જોઇ પેલા ગામડિયાએ કહ્યું :

"મહારાજશ્રી, આટલી મારી સવાશેર સાકર રણછોડરાયને

ધરાવી આલશો? વ્હાલે મારી પર મહેર કરી છે ને મને ખોળાનો ખૂંદનારો દીધો છે."

પણ પૂજારીને સાંભળવાની ફુરસદ ક્યાં હતી? એતો એની ધૂનમાં હતો. પૂજારીએ સાંભળ્યું નહિ એટલે ફરી ગામડિયો એની પાસે ગયો ને બોલ્યો:

"મહારાજ, ભગવાન તમારું ભલું કરે. મારી આટલી સવાશેર સાકર ન ધરાવી આલો?"

પૂજારીએ બોલનાર તરફ નજર નાખી. ઢીંચણ સુધી ધૂળની રજોટીવાળાં ને ચીંથરેહાલ આદમી જોતાં પૂજારીનું નાકનું ટેરવું ઊંચે ચડયું અને તેના મુખમાંથી નીચેના ઉદ્‌ગારો નીકળ્યા:

"જયશ્રી કૃષ્ણ! જયશ્રી કૃષ્ણ! અત્યારના પો'રમાં મારે તે ભ્રષ્ટ થવું છે તે તારી સાકર ધરાવી આપું? ચાલ્યો જા, ચાલ્યો જા, અહીથી! આજે વૃંદાવન શેઠ અને તેમનાં શેઠાણી તેમના પુત્રરત્ન સાથે દર્શન માટે આવવાનાં છે. અત્યારે તે એમની સાકર ધરાવવાની હોય કે તારી?"

"વાત સાચી છે મહારાજ, પણ હું કયાંય દૂરથી આવ્યો છું. જો હમણાં સાકર ધરાવશો નહિ તો મારે મારા ગામ જતાં મોડું થઇ જશે ને રાત પડી જશે. વનવગડાનો રસ્તો છે ભાઇશા'બ.!"

બિચારા ગામડિયાને એટલી ખબર નહિ કે સાકરની સાથે એકાદ પાવલી જો એણે પૂજારીને સરકાવી દીધી હોત તો એનું કામ તુરત પાર પડી જાત.

સત્યુગના જમાનામાં તો ભૂદેવોને જમાડયા પછી દાન-દક્ષિણા આપવાનું મહાત્મ્ય હતું. પણ આ કળિયુગના ભૂદેવો તો જ્યાંસુધી દક્ષિણા ન જુએ ત્યાં સુધી કામ કરવાની જ વાત ન કરે એવા હોય છે.

વાણિયાને કેટલુય કરગર્યો ત્યારે માંડમાંડ એ ગામડિયાને સવાશેર સાકર મળી હતી. વાટખર્ચીની રાતી બદામ પણ એની પાસે રોકડી નહોતી, પછી ચાર આના આપવાનો વિચાર એને બિચારાને કેવી રીતે આવે?

પૂજારી તો ચાલ્યો ગયો. ગામડિયાની સાકર ધરાવાઇ શકી નહિ અને એ બીજા કોઇ પૂજારીની રાહ જોતો બિચારો ઊભો.

❀ ❀ ❀

ધનના ઢગલામાં આળોટવું એટલાથી જો જિંદગીનું સાફલ્ય થતું હોત તો તો વૃંદાવન શેઠને કશી ઝંખના ન રહેત; કારણ કે તેઓ ખૂબ શ્રીમંત હતા. પણ એમની શ્રીમંતાઇ ચાલુ રહે અને એમના કુળના નામને તારે એવો એમને ઘર દીવડો જોઇતો હતો. ઘરડે ઘડપણ એમની જો એટલી આશા પૂરી થાય તો હવે કોઇ બીજી ઝંખના એમને રહી નહોતી.

અને પ્રભુએ એમની એ આશા પાર પાડી. રણછોડરાયજીની એમની પર મહેર ઉતરી અને એમના જીવનતિમિરને ટાળનારો અને ઘરસંસારને ઉજાળનારો એક ઘરદીવડો પ્રભુએ આપ્યો. વૃંદાવન શેઠે એમાં રણછોડરાયજીની કૃપા જ અનુભવી અને આ પ્રસંગને શોભે તેવી રીતે તેમણે ગામના બાળકોને મીઠાઇ વહેંચી, ગરીબ-ગરબાંને વસ્ત્રદાન ને અન્નદાન દીધાં; અને પાડોશીઓને ભેટો આપી.

ન લીધી ભેટ એક વિધવા બાઇએ. બિચારી વિધવા બાઇ શી રીતે ભેટ લે? એ એક કરુણ પ્રસંગ હતો અને તાજેતરમાં જ બન્યો હતો. અઠવાડિયા અગાઉ તેનો ધણી બીમાર પડ્યો હતો. દવાદારૂ પાછળ પાસે હતા તેટલા પૈસા ખર્ચાઈ ગયા હતા એટલે ઘર પર પૈસા લેવા તે શેઠ પાસે આવી.

ઘણા વખતથી એ ઘર પડાવી લેવા શેઠની ઇચ્છા હતી

પણ એમની એ ઇચ્છા કયી રીતે પાર પડે તે તેમને સમજાતું નહોતું. આજે જ્યારે હવે ખુદ બાઇ પૈસા લેવા આવી હતી ત્યારે શેઠે ઘણી રાજીખુશીથી તેને પૈસા આપવાનું કબૂલ્યું.

બાઇએ ઘર પર પાંચસો રૂપિયાની માગણી કરી, પણ શેઠને ઘર પર પૈસા આપવા નહોતા પણ ઘર લઇને પૈસા આપવા હતા. એટલે શેઠે બાઇને કહ્યું:

" જુઓ બહેન! ઘર પરને બદલે તમ મને ઘર વેચાણ કરી આપો, ઘરની કિંમત જે થશે તેના કરતાં પાંચસો રૂપિયા વધુ હું તમને આપીશ."

પણ એમ ઘરનું ઘર કોઈ વેચવા તૈયાર થાય? બાઈ કબૂલ ન થઇ અને પૈસા ન મળતાં દવા દારૂના અભાવે એ બાઇનો ઘણી ગુજરી ગયો.

આજે જ્યારે એ બાઇએ ભેટ ન લીધી ત્યારે શેઠને એ પ્રસંગ યાદ આવ્યો. અને આવા મંગલ પ્રસંગે આમ બન્યું હોઇને તેમને જરાક મનને દુઃખ થયું. પણ એમને તો જિંદગીમાં આવા કેટલાય પ્રસંગો બની ગયા હશે. એમ યાદ કરીને જો તેઓ મન-દુઃખ પામે તો તો તેઓ જીવીજ ન શકે.

પણ કોણ જાણે કેમ આ વિધવા બાઇનો પ્રસંગ એમની આંખ સામે તરવરી જ રહ્યો ને તેઓ ભૂલવા માગતા હોવા છતાં ભૂલી ન શકયા. શેઠનું ઉદ્વિગ્ન મોં જોઇને શેઠાણીએ પૂછ્યું:

"કેમ, તબિયત સારી નથી?"

શેઠ શો જવાબ આપે? શેઠના તરફથી ઉત્તર ન મળતાં શેઠાણીને કંઈક અમંગળની શંકા થઈ અને તેથી તેઓ રઘવાયાં થઇ બોલ્યાં:

" કેમ બોલતા નથી? મને ગભરાટ થાય છે. કાંઇ અમંગળ તો નથી થયુંને?"

અમંગળ શબ્દ સાંભળતાં શેઠ ચોંક્યા. તેમણે હૈયાસરસો હાથ રાખ્યો ને શ્વાસ કાઢતાં પેલી વિધવાનો પ્રસંગ કહ્યો.

* * *

" રણછોડરાયજીના મંદિરે જવાનો વખત થયો છે. " શૉફરે આવી ખબર દીધા ને મોટર તૈયાર છે એમ કહ્યું.

શેઠ શેઠાણી પુત્ર સાથે આવી મોટરમાં બેઠાં. મોટરનું ભુંગળું ભોં બોલ્યું. મોટર સડસડાટ રણછોડરાયજીના મંદિર તરફ ઉપડી.

મંદિરમાં ઘંટાનાદ થઇ રહ્યો હતો. મંદિરના ચોકમાં મોટી મેદની ભરાઇ હતી. અને શેઠનો આ મંગલ પ્રસંગ ગામનો જ મંગલ પ્રસંગ બની ગયો ન હોય એમ લાગતું હતું.

મોટરનું હૉર્ન સંભળાયું. હૉર્ન સાંભળી મંદિરના દરવાજા ઉઘડયા અને શેઠને આવકાર આપવા મુખ્ય મહંત દોડી આવતા જણાયા. એક બાજુથી મોટર આવતી હતી, બીજી બાજુથી મહંત આવતા હતા; ત્યાં ત્રીજી બાજુથી આ શું થયું ?

સૌની અજાયબી વચ્ચે પેલો ગામડિયો મુખ્ય મહંત પાસે આવ્યો અને બોલ્યો :

"મહારાજ મારી આ સવાશેર સાકર......"બોલતાં હાથ ઊંચો કરતો દોડી આવી કાંઇક આગળ કહે તે પહેલાં તો શેઠની સડસડાટ કરતી મોટરની અડફેટે આવ્યો અને ઊંધે માથે રણછોડરાયજીના બારણા આગળ પછડાયો. તેના હાથમાં રાખેલી સવાશેર સાકરની કોથળી છૂટી ગઇ અને તે મંદિરના પગથિયા અને આજુબાજુ વેરાઇ.

એકાએક આ અકસ્માતથી શેઠ ગભરાઇ ગયા. તેઓ મોટર-માંથી ઉતરી પડયાને પેલા ગામડિયા પાસે ગયા. મહંત પણ એ ગામડિયાની પાસે આવ્યો અને એને જોતાં બોલ્યોઃ " અરે, આ તો પેલો ચંડાળ લાગે છે. વહેલી સવારથી કહેતો હતોઃ 'ભગવાનનાં

દર્શન કરાવો અને મારી આ સવાશેર સાકરનો પ્રસાદ તેમને ધરો.' નોકરો ખસેડી લો એને અહીંથી. ચાલો, પધારો શેઠ!"

પણ નોકરો પેલા ગામડિયાને ખસેડી લે અને મહંત અને શેઠ મંદિરમાં જાય તે પહેલાં તો પોલીસ આવી પહોંચી અને કેસના કાગળિયાં કરી શેઠની સાથે એને દવાખાનામાં લઇ ગયા.

દાક્તરે આવી પાટાપીટી કરી પણ ગામડિયો બચે તેમ નહોતો. આથી ડાઈંગડેકલેરેશન માટે મેજીસ્ટ્રેટને બોલાવવામાં આવ્યા.

ઘણીવારે પેલા ગામડિયાની આંખ ઉઘડી અને તેના મુખમાંથી 'જય ભગવાન' શબ્દ નીકળ્યો ને હોઠ બીડાઇ ગયા. તેની આંખો ચકળવકળ થવા લાગી. ગામડિયો હવે બચી શકે એમ લાગતું નહતું તેથી માજીસ્ટ્રેટે તેને પૂછ્યુંઃ

"તારે કોઇને કાંઇ કહેવું છે?"

"ના સાહેબ, મારે કોઇનેકાંઇ કહેવા–કરવાનું નથી, પણ મારી એક ઇચ્છા છે. ભગવાને મારા ઘરના અંધારાને ઉજાળનારો એક ઘરદીવડો આલ્યો'તો, એની સવાશેર સાકર રણછોડરાયને ધરવાની મેં માનતા માની હતી. મારો જીવ જતાં પહેલાં જો આટલું થાય તો મારો જીવ અવગતે ન જાય."

આટલું સાંભળતાં વૃંદાવન શેઠને હૈયે હાંફ ચડયો. તેમના હૃદયમાં ગભરામણ થવા લાગી અને તેઓ ધબ કરતાંકને હેઠળ બેસી ગયા. પોલીસ અમલદારોએ તેમને સૂવાડી પંખો નાખી પાણી છાંટયું. પણ હૈયે ચઢેલો તેમનો શ્વાસ હેઠો ન બેઠો અને દાકતર આવે તે પહેલાં તો એમનું હૃદય બંધ પડી ગયું.

* * *

ગામના સ્મશાનમાં બે નનામીઓ બળતી હતી. એક વૃંદાવન શેઠની અને બીજી પેલા ગામડિયાની. ભડભડ બંનેની ચિતાઓ સળગતી હતી અને તેમાંથી નીકળતી જ્યોતો એક થઈને ધૂમાડા-

રૂપે આકાશમાં મળી જતી હતી. એ એકત્ર થતી જ્યોતને કોઈ રોકી શકે તેમ નહોતું. એ નીકળતી જ્યોતમાં ઊંચનીચના ભેદભાવ જણાતા નહોતા !

બંને ચિતાઓ બળીને ઠરી ગઈ હતી અને તેની ઉપર રૂપલા સરખી રાખ વળી હતી. હવાની એક લહેર આવી અને બંને ચિતામાં જાણે ચેતન ન આવ્યું હોય તેમ તેની રખિયામાં ચેતન આવ્યું અને ઉડતી ઉડતી તે એક બીજામાં ભળી ગઈ.

રાતે શયનનાં ગીતો પૂરાં થયાં અને સંસારવાસીઓની ચિંતામાંથી રાહત મેળવીને મુક્તમને જ્યારે રણછોડરાયજી પોઢી ગયા હતા ત્યારે સ્મશાનમાં પણ સંસારની બધી ઉપાધિઓમાંથી ઉગરી ગયેલી બે ચિતાઓ એક સાથે પોઢી ગઈ હતી.

અંધારી રાત હતી. પવન જોરથી ફુંકાતો હતો. બંને ચિતામાંથી ઉડતી રખિયા એક થઈને રણછોડરાયજીના મંદિરની દિશા તરફ જતી હતી ! શું તેમની સાકરની માનતા પાર નહોતી પડી એટલા માટે ?

★ જીંદગીના વિમા માટે ★

# બોમ્બે મ્યુચ્યુઅલ

લાઈફ ઈન્સ્યુરન્સ સોસાયટી લીમિટેડ

બોમ્બે મ્યુચ્યુઅલ બીલ્ડીંગ,
હોર્નબી રોડ, મુંબઈ.

હિંદમાં જુનામાં જુની જીંદગીની વિમા સંસ્થા

હિંદુસ્થાનની આગેવાન વીમા કંપની

ધી

ઈન્ડસ્ટ્રીયલ એન્ડ પ્રુડેન્શીઅલ
એસ્યુરન્સ કંપની લીમીટેડ

ચર્ચગેટ સ્ટેશન સામે, મુંબઈ

માં જ તમારો વીમો ઊતરાવો

- નવું બીઝનેસ ૯૮,૦૦,૦૦૦ ઉપરાંત
- ૧૯૪૨ ની આખરની અકસ્માત ૧,૮૮,૦૦,૦૦૦ ઉપરાંત
- લાઈફ ફંડ ૧,૭૮,૦૦,૦૦૦ ઉપરાંત

ચેરમેન : સર ચિમનલાલ સેતલવાડ નાઈટ

ગુજરાતના ચીફ એજન્ટસ

ધી ગુજરાત એજન્સી, ભદ્ર : અમદાવાદ

દરેક જાતના જિંદગીના વીમા વાસ્તે

હિંદુસ્થાન કો-ઓપરેટીવ ઇન્સ્યુરન્સ

સોસાયટી લી. ની પોલીસી લેજો

હિંદુસ્થાનની પોલીસી તમને સંપૂર્ણ રક્ષણ આપે છે.

| | | |
|---|---|---|
| કુલ ચાલુ કામ : | ૧૯ | કરોડ ઉપરાંત. |
| કુલ અસ્કયામત : | ૫ | કરોડ ઉપરાંત. |
| લાઇફ ફંડ : | ૪॥ | કરોડ ઉપરાંત. |

# હિંદુસ્થાન કો-ઑપરેટીવ ઇન્સ્યુરન્સ સોસાયટી લી.

હેડ ઑફિસ
કલકત્તા

મુંબઇ શાખા
હોર્નબીરોડ કોટ : મુંબઇ

**બ્રાન્ચ મેનેજર : એસ. સી. મજૂમદાર**

**હિંદની અગ્રગણ્ય જિંદગીના વીમાની સંસ્થા**

જિંદગી-

આગ-

મોટર-

મરીન કન્ટ્રીક્રાફટ-

વગેરે વીમા માટે

# ધી યુનીવરસલ ફાયર એન્ડ જનરલ ઈન્સ્યુરન્સ કંપની લીમીટેડ

—: હિંદી અગ્રગણ્ય વીમા કંપની :—

વધુ વિગત માટે મળો યા લખો:-

**કંચનલાલ વૃજદાસ**

જનરલ મેનેજર

હેડ ઓફીસ : યુનીવરસલ ઈન્સ્યુરન્સ બીલ્ડીંગ

સર ફીરોજશા મહેતા રોડ

કોટ, મુંબઈ

શાખાઓ:—

| | | | |
|---|---|---|---|
| ચતુર્ભુજ ભુવન : | બોટાદ | ધમોલ | કેનીંગ સ્ટ્રીટ |
| ગાંધીરોડ, અમદાવાદ. | કાઠીઆવાડ, | લાહોર, | કલકત્તા. |

ટેલીફોન : ૨૨૬૩૬
૨૨૬૩૮

ટેલીગ્રામ્સ : "VULINCO"

ધી

# વલ્કન ઇન્સ્યુરન્સ કુંપની લી.

[ હિંદુસ્થાનમાં સ્થપાયલી ]

નં. ૭૩, ચર્ચગેટ સ્ટેશન સામે......મુંબઈ

સ્થાપન : ૧૯૧૯ હેડ ઑફિસ : કોટ મુંબઈ

ઉદ્દેશો

- આગ,
- દરિયાઇ,
- અકસ્માત, અને
- કારખાનાના માલિકોની જવાબદારી :

ડીરેકટરોની બોર્ડ

સર ચિમનલાલ એચ. સેતલવાડ, કે, સી. આઈ. ઇ.
[ ચેરમેન ]

સર હુકુમચંદ સ્વરૂપચંદ નાઈટ
શ્રી વેલજી લખમસી બી. એ; એલએલ. બી.
સર ચીનુભાઇ માધવલાલ બેરોનેટ
સર કાવસજી જહાંગીર બેરોનેટ, કે. સી. આઇ. ઈ.
શ્રી મંગલદાસ ડી. મહેતા સોલીસીટર
શ્રી વી. સી. સેતલવાડ
શ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ મિલ એજન્ટ
શ્રી જે. સી. સેતલવાડ

જે. સી. સેતલવાડ
જનરલ મેનેજર

કે. સી. દેસાઇ
મેનેજર

એજન્સીઓ : હિંદુસ્થાનમાં સર્વે ઠેકાણે.

| | | |
|---|---|---|
| અનુરાધા | *૩જું વર્ષ | ૨—૦—૦ |
| યોગી કોણ ? | ,, | ૧—૮—૦ |
| ઉમા | ૪થું વર્ષ | ૧—૮—૦ |
| શોભા | ,, | ૨-૧૨-૦ |
| નિર્મળા | ,, | ૧—૪—૦ |
| જીવન નિર્માણ | ,, | ૨—૦—૦ |
| સ્વાધ્યાય | ૫મું વર્ષ | ૧-૧૨-૦ |
| કલ્યાણને માર્ગે | ,, | ૨—૪—૦ |
| સુભગા | ,, | ૨-૧૨-૦ |
| ગંગાનાં નીર | ,, | ૩—૦—૦ |
| બ્હેન | ૬ઠું વર્ષ | ૩—૮—૦ |
| ઇશ્વરનું ખુન | ,, | ૨-૧૨-૦ |
| આમીઝમ | ,, | ૩—૮—૦ |
| શ્રીદેવી | ૭મું વર્ષ | ૩—૮—૦ |
| અક્કલના ખાં | ,, | ૩—૦—૦ |
| ચંદા | ,, | ૩—૦—૦ |
| કુંદન | ૮મું વર્ષ | ૩—૮—૦ |
| કલાની સહચરી | ,, | ૨—૮—૦ |
| સોરવણાં | ,, | તૈયાર થાય છે |

—: લખો :—

**નવચેતન સાહિત્ય મંદિર**

૨૪૫૬, ભદ્ર, **અમદાવાદ.**




કદાચ આગ થાય તો ઈન્ડીયન ગ્લોબની
પૉલીસીથી તમને બરબાદીમાંથી બચાવશે.
વિગતો વાસ્તે તુરતજ લખો.

**ઇન્ડીયન ગ્લોબ ઈન્સ્યુરન્સ કું. લી.**

**૩૧૫/૩૨૧ હોર્નબીરોડ કોર્ટ–મુંબઈ.**

